શુભ કિરિયા લાગી જે આવે; તેમાં તો નહિ
હાણી ॥ મન૦ ૧૬ ॥ હિંસા માત્ર વિના જો
મુનિને, હોય અહિંસક ભાવ। સૂક્ષ્મ એકેંદ્રિ-
નેં હોવે, તો તે શુદ્ધ સ્વભાવ ॥ મન૦ ૧૭॥
ભાવેં જે અહિંસા માને, તે સવિ જોડે ઠામ।
ઉત્સર્ગેં અપવાદેં વાણી, જિનની જાણે જામ
॥ મન૦ ૧૮ ॥ કોઇ કહે ઉત્સર્ગ આણા, છાંદો
છે અપવાદ। તે મિથ્યા અણુપામેં અર્થેં, સા-
ધારણ વિધિવાદ ॥ મન૦ ૧૯ ॥ મુખ્યપણે
જેમ ભાવે આણા, તેમ તસ કારણ તેહ।
કાર્ય ઇચ્છતો કારણ ઇચ્છે, એ છે શુભ મતિ
રેહ ॥ મન૦ ૨૦ ॥ કલ્પેં વચન કહ્યું અપ-
વાદેં, તે આણાનું મૂલ। મિશ્રપક્ષ તો મુનિને
ન ઘટે, તેહ નહીં અનુકૂલ ॥ મન૦ ૨૧॥
અપુનર્બંધકથી માંડીને, જાવ ચરમ ગુણઠાણ।
ભાવ અપેક્ષાયેં જિન આણા, મારગ ભાષે
જાણ ॥ મન૦ ૨૨ ॥ એક અહિંસામાં જે

આણા, ભાખે પૂરવ સૂરિ । તે એકાંત મતિ નવિ ગ્રહિયેં, તિહાં નયવિધિ છે ભૂરિ ॥મન૦ ૨૩॥ આતમભાવ હિંસનથી હિંસા, સઘલા એ પાપ સ્થાન । તેહથકી વિપરિત અહિંસા, તાસ વિરહનું ધ્યાન ॥ મન૦ ૨૪ ॥ તસ ઉપાય જે જે આગમમાં, બહુવિધ છે વ્યવહાર । તે નિઃશેષ અહિંસા કહિયે, કારણ ફલ ઉપચાર ॥ મન૦ ૨૫ ॥ જીવ અજીવ વિષય છે હિંસા, નૈગમનય મત્ત જુત્ત । સંગ્રહ વ્યવહારેં ષટ્કાયેં, પ્રતિ જીવેં રૂજુ સૂત્ત ॥ મન૦ ૨૬ ॥ આતમરૂપ શબ્દનય તિને; માને એમ અહિંશ । ઓઘવૃત્તિ જોઇને લહિયેં, સુખ જશ લીલ પ્રશંસ ॥ મન૦ ૨૭॥

---

## ॥ ઢાલ નવમી. ॥

॥ ચૈત્રી પુનમ અનુક્રમે—એ દેશી, ॥

કોઇક સૂત્રજ આદરે, અર્થ ન માને સાર;

જિનજી । આપમતિ અવલું કરે, ભૂલા તેહ ગમાર; જિનજી । તુઝ વયણેં મન રાખીયેં ॥ ૧ ॥ પ્રતિમા લોપે પાપીઆ, યોગ અને ઉપધાન; જિ૦ । વાસ ન સિર ધરે, માયાવી અજ્ઞાન ॥ જિ૦ તુઝ૦ ॥ ૨ ॥ આચરણા તેહની નવી, કેતિ કહિયેં દેવ; જિ૦ । નિત ત્રુટે છે સાંધતા, ગુરૂવિણુ તેહ-ની ટેવ ॥ જિ૦ તુજ૦ ॥ ૩ ॥ વૃત્તિ પ્રમુખ જોઇ કરી, ભાષે આગમ આપ; જિ૦ । તેહ મૂઢા ઓલવે, જેમ કુપુત્ર નિજ બાપ ॥ જિ૦ તુજ૦ ૪ ॥ વૃત્યાદિક અણુમાનતા, સૂત્ર વિરાધે દિન; જિ૦ । સૂત્ર અરથ તદુભય થકી, પ્રત્યનીક કહ્યા તીન ॥ જિ૦ તુજ૦ ૫॥ અક્ષર અર્થજ એકલો, જો આદરતા એમ, જિ૦ । ભગવઈ અંગે ભાષિઓ, ત્રિવિધ અર્થતો કેમ ॥ જિ૦ તુજ૦ ૬ ॥ સૂત્ર અરથ પહેલો બીજો, નિજ્જુત્તીયે મીસ, જિ૦ । નિરવિશેષ ત્રીજો

વલી, ઇમ ભાષે જગદીશ ॥ જિ૦ તુજ૦ ૭ ॥
છાયા નર ચાલે ચલે, રહે થિતિ તસ જેમ !
જિ૦ । સૂત્ર અરથ ચાલેચલે, રહે થિતિ તસ તેમ
॥ જિ૦ તુજ૦ ૮ ॥ અર્થ કહે વિધિ વારણા,
ઉભય સૂત્ર જેમ ઠાણ,જિ૦ તેમ પ્રમાણ સામા-
ન્યથી, નવિ પ્રમાણ અપ્રમાણ॥ જિ૦તુજ૦૯॥
અંધપંગુ જેમ બે મલે, ચાલે ઈચ્છિત ઠાણ;
જિ૦। સૂત્ર અરથ તેમ જાણીયે,કલ્પ ભાષ્યની
વાણ ॥ જિ૦ તુજ૦ ૧૦॥ વિધિ ઉદ્યમ ભય
વર્ણના, ઉત્સર્ગહ અપવાદ; જિ૦ । તદુભય
અર્થે જાણીયે, સૂત્ર ભેદ અવિવાદ ॥ જિ૦
તુજ૦ ૧૧ ॥ એહ ભેદ જાણ્યા વિના, કંખા
મોહ લહંત; જિ૦ । ભંગંતર પ્રમુખે કરી.
ભાખ્યું ભગવઇ તંત ॥ જિ૦ તુજ૦ ૧૨ ॥
પરિવાસિતવારી કરી, લેપન અશન અશેષ;
જિ૦ । કારણથી અતિ આહરયા, પંચકલ્પ
ઉપદેશ ॥ જિ૦ તુજ૦ ૧૩ ॥ વર્ષાગમન નિ
વારીઓ, કારણે ભાખ્યું તેહ; જિ૦ । ઠાણાંગે

શ્રમણીતણું, અવલંબાદિક જેહ ॥ જિ૦ તુજ
૦ ૧૪॥ આધાકર્માદિક નહીં, બંધ તણો એ-
કંત; જિ૦ । સુંયગડે તે કેમ ઘટે, વિણુ વૃત્યા-
દિક તંત ॥ જિ૦ તુજ૦ ૧૫ ॥ વિહરમાન
ગણધર પિતા, જિન જનકાદિક જેહ; જિ૦
ક્રેમવલી આવશ્યકતણો, સૂત્ર માત્ર નહીં તેહ
॥ જિ૦ તુજ૦૧૬॥ અર્થ વિના કેમ પામિયેં,
ભાવ સકલ અનિબદ્ધ; જિ૦ ગુરૂ મુખ વાણી
ધારતાં, હોવે સર્વ સુબદ્ધ ॥ જિ૦ તુજ૦ ૧૭ ॥
પુસ્તક અર્થ પરંપરા, સઘળી જેહને હાથ;
જિ૦ । તે સુવિહિત અણુમાનતાં, કેમ રહેસે
નિજ આથ ॥ જિ૦ તુજ૦ ૧૮ ॥ સદગુરૂ પાસે
શિખતાં, અર્થ ન માંહે વિરોધ; જિ૦ । હેતુ
વાદ આગમપ્રતેં, જાણે જેહ સુબોધ ॥ જિ૦
તુજ૦ ૧૯ ॥ અર્થે મત ભેદાદિકે, જેહ
વિરોધ ગણંત, જિ૦ । તે સૂત્રે પણ દેખશે, જો
હોશે એકંત ॥ જિ૦ તુજ૦ ૨૦ ॥ સંહરતા

જાણે નહીં, વીર કહે એમ કલ્પ; જિ૦ ।
સંહરતા પણ નાણુનો, પ્રથમ અંગ છે
જલ્પ ॥ જિ૦ તુજ૦ ૨૧ ॥ ઋષભકૂટ
અડજોયણો, જંબૂપન્નત્તિ સાર; જિ૦ ।
બાર વલી પાઠાંતરેં, મૂલ કહે વિસ્તાર ॥
જિ૦ તુજ૦ ૨૨ ॥ સત્તાવન સય મલ્લિનેં,
મન નાણી સમવાય; જિ૦ । આઠ સયા જ્ઞાતા
કહે, એ તો અવર ઉપાય ॥ જિ૦ તુજ૦
૨૩ ॥ ઉત્તરાધ્યયને સ્થિતિ કહી, અંતર-
મૂહુર્ત જઘન્ય; જિ૦ । વેદનીયની બાર તે,
પન્નવણામા અન્ય ॥ જિ૦ તુજ૦ ૨૪ ॥
અનુયોગદ્વારેં કહ્યા, જઘન નિખેપા ચાર;
જિ૦ । જીવાદિક તો નવિ ધરે, દ્રવ્ય ભેદ
આધાર ॥ જિ૦ ॥ તુજ૦ ૨૫ ॥ એમ બહુ-
વચન નયંતરેં, કોઇ વાચના ભેદ; જિ૦ ।
એમ અર્થે પણ જાણીયેં, નવિ ધરીયેં મન
ખેદ ॥ જિ૦ તુજ૦ ૨૬ ॥ અરથકારથી આજ-

ના, અધિકા શુભ મતિ કોણ; જિ૦ ॥ તોલે અમિયતણે નહિ, આવે કહિયેં લુણ ॥ જિ૦ તુજ ૨૭ ॥ રાજા સરિખું સૂત્ર છે, મંત્રી સરિખો અર્થ; જિ૦ । એમાં એક હેલીઓ, હિયે સંસાર અનર્થ ॥ જિ૦ તુજ ૦ ૨૮ ॥ જે સમતોલેં આચરે, સૂત્ર અર્થસું પ્રીતિ; જિ૦ । તે તુઝ કરૂણાયેં વરે, સુખ જશ નિર્મલ નીતિ ॥ જિ૦ તુજ૦ ૨૯ ॥

---

## ॥ ઢાલ દશમી ॥

॥ આપ છંદે છબીલા છલવરે—એ દેશી. ॥

જ્ઞાનવિના જે જીવનેરે, ક્રિયામાં છે દોષરે । કર્મબંધ છે તેહથીરે, નહિ સમ સુખ સંતો-ષરે ॥ ૧ ॥ પ્રભુ તુઝવાણી મીઠડીરે; મુઝમન સેહેજ સુહાયરે । અમીયસમી મન ધારતારે, પાપ તાપ સવિ જાયરે । પ્રભુ તુજવાણી મીઠડીરે એ આંકણી૦ ॥ ૨ ॥ લોકપંતિ કિરિયા કરેરે, મન મેલે અજાણરે । ભવઈચ્છા–

ના જોરથીરે, વિણ શિવસુખ વિન્નાણુરે ॥ પ્રભુ૦ મુઝ૦ ૩ ॥ કામકુંભસમ ધર્મનુરે, મૂલ કરી એમ તુચ્છરે । જનરંજન કેવલ લહેરે, ન લહે શિવતરૂ ગુચ્છરે ॥ પ્રભુ૦ મુજ૦ ૪ ॥ કરૂણા ન કરે હીનનીરે, વિણ પણિહાણ સનેહરે । દ્વેષ ધરંતાં તેહશુંરે, હેઠા આવે તેહરે ॥ પ્રભુ૦ મુઝ૦ ૫ ॥ એક કાજમાં નવિ ધરેરે, વિણ પ્રવત્તિ થિર ભાવરે । જિહાં તિહાં મોહોડું ઘાલતાંરે, ધારે ઢોર સ્વભાવરે ॥ પ્રભુ૦ મુઝ ૦ ૬ ॥ વિના વિઘન જય સાધુનેરે, નવિ અવિછિન્ન પ્રયાણુરે । કિરિયાથી શિવપુરી હોવરેં, કેમ જાણે અન્નાણુરે ॥પ્રભુ૦ મુઝ૦૭॥ શીત તાપ મુખ વિઘન છેરે; બાહેર અંતર વ્યાધિરે । મિથ્યાદર્શન એહનીરે, માત્રા મૃદુ મધ્યાધિરે ॥ પ્રભુ૦ મુજ૦ ૮ ॥ આસન અશન જયાદિકેંરે, ગુરૂયોગેં જજ તાસરે ।

વિઘન જોર એ નવિ ટલેરે, વગર જ્ઞાન અ-
ભ્યાસરે ॥ પ્રભુ૦ મુજ૦ ૯ ॥ વિનય અધિક
ગુણ સાધુનેરે, મધ્યમનો ઉપગારરે । સિદ્ધિ
વિના હોવે નહીંરે, કૃપા હીનની સારરે ॥
પ્રભુ૦ મુજ૦ ૧૦ ॥ વિણ વિનિયોગ ન સં-
ભવેરે, પરને ધર્મ યોગરે । તેહ વિના જન-
માંતરેરે, નહિ સંતતિ સંયોગરે ॥ પ્રભુ૦
મુજ૦ ૧૧ ॥ કિરિયામાં ખેદે કરીરે, દૃઢતા
મનની નાહિરે । મુખ્ય હેતુ તે ધર્મનોરે,
જેમ પાણી કૃષિમાંહિરે ॥ પ્રભુ૦ મુઝ૦
॥ ૧૨ ॥ બેઠા પણ જે ઉપજેરે, કિરિ-
યામાં ઉદ્વેગરે । યોગદ્વેષથી તે ક્રિયારે,
રાજવેઠસમ વેગરે ॥ પ્રભુ૦ મુજ૦ ૧૩ ॥
ભ્રમથી જેહ ન સાંભરેરે, કાંઈ અકૃત કૃત
કાજરે । તેહથી શુભકિરિયા થકીરે, અર્થ
વિરોધી અકાજરે ॥ પ્રભુ૦ મુજ૦ ૧૪ ॥
શાંત વાહિતા વિણ હોવેરે, જે યોગે ઉત્થાનરે

। ત્યાગ યોગ છે તેહથીરે, અણછંડાતું ધ્યાનરે
॥ પ્રભુ૦ મુજ૦ ૧૫ ॥ વિચે વિચે બીજા
કાજમાંરે, જાએ મન તે ખેપરે। ઉખણતાં જિમ
શાલિનુરે, ફલ નહીં તિહાં નિર્લેપરે ॥ પ્રભુ
૦ મુજ૦ ૧૬ ॥ એકજ ઠામેં રંગથીરે, કિરિ-
યામાં આસંગરે । તેહજ ગુણઠાણે થિતિરે,
તેહુથી ફલ નહીં ચંગરે ॥ પ્રભુ૦ મુજ૦
૧૭ ॥ માંડી કિરિયા અવગણીરે, બીજે ઠામે
હર્ષરે । ઇષ્ટ અર્થમાં જાણીયેરે, અંગારાનો
વર્ષરે ॥ પ્રભુ૦ મુજ૦ ૧૮ ॥ રોગ હોએ
સમજણવિનારે, પીડા ભંગ સુરૂપરે । શુદ્ધ
ક્રિયા ઉચ્છેદથીરે, તેહ વંધ્ય ફલ રૂપરે ॥
॥ પ્રભુ૦ મુજ૦ ૧૯ । માનહાનીથી દુઃખ
હિએરે, અંગવિના જેમ ભોગરે । શાંતોદાત્ત
પણાવિનારે, તેમ કિરિયાનો યોગરે । ॥ પ્રભુ
૦ મુજ૦ ૨૦ ॥ શાંત તે કષાય અભાવથીરે,
જે ઉદાત્ત તે ગંભીરરે। કિરિયા દોષ ત્યજી

લહેરે, તે સુખજશ ભર ધીરરે ॥ પ્રભુ૦ મુજ૦ ૨૧ ॥

---

॥ ઢાળ અગ્યારમી ॥

દોહા.

એકવીસ ગુણ પરિણમે. જાસ ચિત્ત નિતમેવ । ધરમ રતનની યોગ્યતા, તાસ કહે તું દેવ ॥ ૧ ॥ ૧ ખુદ્દા નહીં ૨ વલિ રૂપનિધિ, ૬ સોમ્ય ૪ જનપ્રિયજ ધન્ય । ૬ ક્રૂર નહીં ૫ ભીરૂવલી, ૭ અસઠ ૮ સાર દખિન્ન ॥૨॥ ૯ લજ્જાલુઓ ૧૦ દયાલુઓ, ૧૧ સોમદિઠ્ઠી મજ્જથ્થ । ૧૨ ગુણરાગી ૧૩ સતકથ૧૪ સુપખ ૧૫ દીરઘદરશિ અથ્થ ॥૩॥ ૧૫ વિશેષજ્ઞ ૧૭ વૃદ્ધાનુગત, ૧૮ વિનયવંત ૧૯ કૃતજાણ । ૨૦ પરહિતકારી ૨૧ લબ્ધલખ્ખ, ગુણ

એકવીસ પ્રમાણ ॥૪॥ ખુદ્ર નહીં તે જેહ મને, અતિ ગંભીર ઉદાર । ન કરે જન ઉતાવલો, નિજપરનો ઉપગાર ॥ ૫ ॥ શુભ સંઘયણી રૂપનિધિ, પૂરણ અંગઉપંગ । તે સમરથ સેજેં ધરે, ધર્મ પ્રભાવન ચંગ ॥ ૬ ॥ પાપ કર્મે વરતે નહીં, પ્રકૃતિ સેાૈમ્ય જગ મિત્ત । સેવનીક હોવે સુખે, પરને પ્રશમ નિમિત્ત ॥ ૭ ॥ જન વિરૂદ્ધ સેવે નહીં, જન પ્રિય ધર્મે સૂર । મલિન ભાવ મનથી તજી, કરી શકે અક્રૂર ॥ ૮ ॥ ઇહ પરલોક અપાય થી, બીહે ભીરૂક જેહ । અપયશથી વલી ધર્મનો, અધિકારી છે તેહ ૯ ॥ અસઠ ન વંચે પરપ્રતેં; લહે કીર્ત્તિ વિશ્વાસ । ભાવ સાર ઉદ્યમ કરે, ધર્મ ઠામ તે ખાસ ॥ ૧૦ ॥ નિજ કાર્ય છાંડી કરી, કરે અન્ય ઉપકાર । સુહખિન્ન જન સર્વને, ઉપાદેય વ્યવહાર ॥ ૧૧ ॥ અંગીકૃત ન ત્યજેત્યજે, લજ્જાલુઓ અકાજ । ધરે દયાલુ ધર્મની, દયા મૂલની લાજ ॥

૧૨ ॥ ધર્મ મર્મ અવિત્થ લહે, સોમદિઠ્ઠિ મજઝત્થ । ગુણસંયોગ કરે સદા, વરજે દોષ અણુત્થ ॥ ૧૩ ॥ ગુણ રાગી ગુણ સંગ્રહે દૂસે ગુણ અનંત । ઉવેખે નિર્ગુણ સદા, બહુ માને ગુણવંત ॥ ૧૪ ॥ અશુભ કથા કલુષિત મતિ, નાસે રતન વિવેક । ધમ્માર્થી સતકથા હુએ, ધર્મનિદાન વિવેક ॥ ૧૫ ॥ ધર્મશીલ અનુકૂલ યશ, સદાચાર પરિવાર । ધર્મ સુપકખ વિઘને રહિત, કરી શકે તે સાર ॥ ૧૬ ॥ માંડે સવિ પરિણામ હિત, દીરઘદર્શી કામ । લહે ગુણ દોષ વસ્તુના, વિશેષજ્ઞ ગુણધામ ॥ ૧૭ ॥ વૃદ્ધાનુગત સુસંગતે, હોવે પરિણત બુદ્ધિ । વિનયવંત નિયમા કરે, જ્ઞાનાદિકની શુદ્ધિ ॥ ॥ ૧૮ ॥ ગુણ જોડે ગુરૂઆદરે, તત્ત્વબુદ્ધિ કૃત-જાણ । પરહિતકારી પરપ્રતે, થાપે માર્ગ સુજાણ ॥૧૯॥ શીખેલખે સુખે સકલ, લબ્ધલક્ષ શુભકા-જ । એમ એકવીશ ગુણે વર્યો, લહે ધર્મનું રાજ

॥૨૦॥ પૂરણ ગુણ ઉત્તમ કહ્યા, મધ્યમ પાદે હીન । અર્દ્ધહીન જઘન્ય જન, ઉપર દરિદ્રી દીન ॥૨૧॥ અરજે વરજી પાપને, એહ ધર્મ સામાન્ય । પ્રભુ તુઝ ભક્તિ જશલહે, તેહ હોયે જનમાન્ય ॥ ૨૨ ॥

---

## ॥ ઢાલ બારમી ॥

॥ ચોપાઇની દેશી ॥

એકવીસ ગુણ જેણે લહ્યા, જે નિજ મર્યાદામાં રહ્યા । તેહ ભાવ શ્રાવકના લહે, તસ લક્ષણ એ તું પ્રભુ કહે ॥ ૧ ॥ કૃત વ્રત કર્મા શીલાધાર, ગુણવંતો ને ઋજુ વ્યવહાર । ગુરૂ સેવીને પ્રવચન દક્ષ, શ્રાવક ભાવે એ પ્રત્યક્ષ ॥ ૨ ॥ શ્રવણ જાણણા ગ્રહણ ઉદાર, પડિસેવા એ ચાર પ્રકાર । પ્રથમ ભેદના મન ધારિયે, અર્થ તાસ ઇમ અવતારીયે ॥ ૩ ॥ બહુમાને નિસુણે ગીયત્થ, પાસે ભંગાદિક બહુ અત્થ । જાણગુરૂ પાસે વ્રત ગ્રહે, પાલે ઉપ-

સર્ગાદિક સહે ॥ ૪ ॥ સેવે આયતણા ઉદ્દેશ, પરગૃહ તજે અણુબ્ભડવેસ । વચન વિકાર ત્યજે શિશુલીલ, મધુર ભણે એ ષટ ત્રિધ શીલ. ૫. આયતન સેવે ગુણ પોષ, પરગૃહ ગમને વાધે દોષ । ઉદ્ભટ વેષ ન શોભા લાગ । વચન વિકારેં જાગે રાગ ॥ ૬ ॥ મોહતણો શિશુલીલા લિંગ, અનર્થ દંડ અછે એ ચંગ । કઠિન વચનનું જલ્પન જેહ, ધર્મિને નહિ સમ્મત તેહ ॥ ૭ ॥ ઉદ્યમ કરે સદા સજ્ઝાય, કરણ વિનયમાં સર્વ ઉપાય । અનભિનિવેશી રૂચિ જિન આણ, ધરે પંચગુણ એહ પ્રમાણ ॥ ૮ ॥ સજ્ઝાંયેં ધારે વૈરાગ, તપ નિયમાદિક કરણે રાગ । વિનય પ્રયુંજે ગુણ નિધિતણો, જેમ મનવાધે આદર ઘણો ॥ ૯ ॥ અનભિનિવેશી અવિતત્થ ગણે, ગીતારથ ભાષીત જે સુણે । સદ્દહણાયેં સુણવા ચાહ, સમકિતનો મોટો ઉચ્છાહ ॥ ૧૦ ॥

અવિતથ કથન અવંચક ક્રિયા, પાતિક પ્રકટન મૈત્રીપ્રિયા । બોધ બીજ સદ્ભાવેં સાર, ચાર ભેદ એ ઋજુ વવહાર ॥ ૧૧ ॥ ગુરૂ સેવી ચઉવિહ સેવના,કારણ સંપાદન ભાવના । સેવે અવસરે ગુરૂને તેહ, ધ્યાનયોગનો ન કરે છેહ ॥ ૧૨ ॥ તિહાં પ્રવર્તાવે પરપ્રતેં, ગુરૂગુણ ભાષે નિજ પર છતેં । સંપાદે ઔષધ મુખ વલી, ગુરૂભાવેં ચાલે અવિચલી ॥ ૧૩ ॥ સૂત્ર અર્થ ઉસ્સગ્ગવવાય, ભાવેં વ્યવહારેં સોપાય । નિપુણપણું પામ્યો છે જેહ, પ્રવ· ચન દક્ષ કહિજે તેહ ॥ ૧૪ ॥ ઉચિત સૂત્ર ગુરૂ પાસેં ભણે, અર્થ સુતીર્થે તેહનો સુણે । વિષય વિભાગ લહે અવિવાદ, વલી ઉત્સર્ગ તથા અપવાદ ॥ ૧૫ ॥ પક્ષભાવ વિધિમાંહે ધરે દેશકાલ મુખ જેમ અનુસરે । જાણે ગીતા રથ વ્યવહાર, તેમ સવિ પ્રવચન કુશલ ઉદાર ॥ ૧૬ ॥ કિરિયાગત એ ષટવિધ લિંગ

ભાષે તું જિનરાજ અભંગ। એ વિધિ શ્રાવક જે આચરે, સુખ જશ લીલા તે આદરો૧૭ા

## ॥ ઢાલ ૧૩ મી ॥

॥ છટ્ઠી ભાવના મન ધરો—એ દેશી ॥

ભાવ શ્રાવકનાં ભાવિયેં, હવે સત્તર ભાવ ગત તેહારે,–નેહારે, પ્રભુ તુઝ વચને અવિચલ હોજો એ ॥ ૧ ॥ ઇત્થી ચંચલ ચિત્તથી, જે વાટ નરકની મોટીરે । ખોટીરે, છાંડે એ ગુણ ધુરેં ગણો એ ॥ ૨ ॥ ઈંદ્રિય ચપલ તુરંગને, જે રૂંધે જ્ઞાનની રાશેરે । પાસેરે, તે બીજો ગુણ શ્રાવક ધરે એ ॥ ૩ ॥ કલેશતણું કારણ ઘણું, જે અર્થ અસારજ જાણેરે ॥ આણેરે. તે ત્રીજો ગુણ નિજ સંનિધિ એ ॥ ૪॥ ભવવિ-ડંબનામય અછે, વલી દુઃખરૂપી દુઃખ હેતોરે । ચેતોરે, એમ ચોથો ગુણ અંગી કરે એ ॥ ૫ ખીણ સુખ વિષય વિષોપમા, એમ જાણી નવી

બહુ દહેરે । બીહેરે, તેથી પંચમ ગુણ વર્યો એ ॥ ૬ ॥ તીવારંભ તજે સદા, ગુણ છઠાનો સંભાગીરે । રાગીરે. નિરારંભ જનનો ઘણું એ ॥ ૭ ॥ માને સત્તમ ગુણ વર્યો, જન પાસ સદશ ગૃહવાસોરે । અભ્યાસોરે, મોહ જિતવાનો કરે એ ॥ ૮ ॥ અઠ્ઠમ દંસણ ગુણભર્યો, બહુ ભાંતે કરે ગુરૂ ભક્તિરે । શક્તિરે, નિજ સદ્દહણાની ફોરવે એ ॥ ૯ ॥ લોકસન્નાહવિ પરિહરે, જાણે ગાડરિઓ પરવાહોરે । લાહોરે. એમ નવમા ગુણનો સંપજે એ ॥ ૧૦ ॥ આગમનેં આગલ કરે, તે વિણ કુણ મારગ સાખીરે । ભાષીરે, એમ કિરિયા દશમા ગુણ થકીએ ॥ ૧૧ ॥ આપ અબાધાયેં કરે, દાનાદિક ચાર શક્તિરે । વ્યક્તિરે, એમ આવે ગુણ ઇગ્યારમો એ ॥ ૧૨ ॥ ચિંતામણિ સરિખો લહી, નવિ મુગ્ધ હસ્યો પણ લાજેરે । ગાજેરે, નિજ ધર્મેં એ ગુણ બારમો

એ ॥ ૧૩ ॥ ધન ભવનાદિક ભાવમાં, જેમ નવી રાગી નવિ દ્વેષીરે। સમપેષીરે, તે વિલસે ગુણ તેરમે એ ॥ ૧૪ ॥ રાગ દ્વેષ મધ્યસ્થનો, સમગુણ ચઉદમે ન બાધેરે । સાધેરે, તે હઠ છાંડી મારગ ભલો એ ॥ ૧૫ ॥ ક્ષણભંગુરતા ભાવતો, ગુણ પન્નરમે સેવંતોરે । સંતોરે, ન ધનાદિ સંગતિ કરે એ ॥ ૧૬ ॥ ભાવ વિરતી સેવે મને, ભોગાદિક પર અનુરોધેરે। બોધેરે, એમ ઉલ્લસે ગુણ સોલમે એ ॥૧૭॥ આજ કાલ એ છાંડિસુ, એમ વેશ્યાપરે નિસનેહારે । ગેહારે, પર માને ગુણ સત્તરમે એ ॥ ૧૮ ॥ એ ગુણવૃંદે જે ભર્યો, તે શ્રાવક કહિયે ભાવેરે। પાવેરે, સુજશપૂર તુઝ ભક્તિથી એ ॥ ૧૯ ॥



## ॥ ઢાલ ચઉદમી. ॥

તે ભાવસાધુપણું લહે, જે ભાવ શ્રાવક સાર; તેહનાં લક્ષણ સાત છે । સવિ જાણે હો તું ગુણ ભંડાર, સાહેબજી સાચી તાહરી વાણી ॥ ૧ ॥ કિરિયા મારગ અનુસારણી, શ્રદ્ધા પ્રવર અવિવાદ; રૂજુભાવે પન્નવણિજ્જતા । કિરિયામાં હો નિત્યેં અપ્રમાદ ॥ સા૦ ॥ ૨ ॥ નિજ શક્તિ સારૂં કાજનો, આરંભ ગુણ અનુરાગ; આરાધના ગુરૂ આણની । જેહથી લહિયેં હો ભવજલ તાગ ॥ સા૦ ॥ ૩ ॥ માર્ગ સમયની થિતિ તથા, સંવિજ્ઞ બુધની નીતિ । એ દોઇ અનુસારે ક્રિયા, જે પાલે હો તે ન લહે ભીતિ ॥સા૦ ॥ ૪ ॥ સૂત્રે ભણ્યું પણ અન્યથા, જૂદું જ બહુગુણ જાણ । સંવિજ્ઞ વિબુધે આચર્યું, કાંઈ દિજે હો કાલાદિ પ્રમાણ ॥ સા૦ ॥૫॥

કલ્પનું ધરવું ઝોલિકા, ભાજને દવરક દાન । તિથિ પજૂસણની પાલટી, ભોજન વિધિ હો ઈત્યાદિ પ્રમાણ ॥ સા૦ ॥ ૬ ॥ વ્યવહાર પાંચે ભાષીયા, અનુક્રમેં જેહ પ્રધાન । આજ તો તેમાં જીત છે, તે તજીયેં હો કેમ વગર નિદાન ॥ સા૦ ॥ ૭ ॥ શ્રાવક મમત્વ અશુદ્ધ વલી, ઉપકરણ વસતિ આહાર । સુખ શીલ જે જન તે આચરે, નવિ ધરિયેં હો ચિત્ત લગાર ॥ સા૦ ૮ ॥ વિધિ સેવના અવિતૃપ્તિ શુભ, દેશના ખલિત વિશુદ્ધિ । શ્રદ્ધા ધર્મ ઈચ્છા ઘણી, ચઉ ભેદેં હો એમ જાણે સુબુદ્ધિ ॥ સા૦ ॥ ૯ ॥ દૃઢ રાગ છે શુભભોજયમાં, જેમ સેવતાયેં વિરૂદ્ધ । આપદામાં રસ જાણને, તેમ મુનિને હો ચરણ તે શુદ્ધ ॥ સા૦ ॥ ૧૦ ॥ જેમ તૃપ્તિ જગ પામે નહિં, ધનહીન લેતો રત્ન । તપ વિનય વેયાવચ્ચ પ્રમુખ, તેમ કરતો હો મુનિવર બહુ

યત્ન ॥ સા૦ ૧૧ ॥ ગુરૂની અનુજ્ઞા લેઇને, જાણતો પાત્ર કુપાત્ર । તેમ દેશના શુદ્ધિ દિએ, જેમ દીપે હો નિજ સંયમ ગાત્ર ॥ સા૦ ॥૧૨॥ જે કદાચિત લાગે વ્રતેં, અતિ-ચાર પંક કલંક । આલોયણું તે શોધતાં, મુનિ ધરે હો શ્રદ્ધા નિઃશંક ॥ સા૦ ॥ ૧૩ ॥ શ્રદ્ધા થકી જે સર્વ લહે, ગંભીર આગમ ભાવ । ગુરૂવચને પન્નવણિજ્જ તે, આરાધક હો હોવે સરલ સ્વભાવ ॥ સા૦ ॥ ૧૪ ॥ ષટકાય ઘાત પ્રમત્તને, પડિલેહણાદિક યોગ । જાણી પમાદી નવિ હોએ, કિરિયામાં હો મુનિ શુભ સંયોગ ॥ સા૦ ૧૫ ॥ જેમ ગુરૂ આર્ય મહાગિરિ, તેમ ઉજમે બલવંત । બલ અવિષય નવી ઉજમેં, શિવ ભૂતિ હો જેમ તરૂ હીલંત ॥ સા૦ ॥ ૧૬ ॥ ગુણવંતની સંગતિ કરે, ચિત્ત ધરત રાગ અનુરાગ । ગુણ લેશ પણ પરનું થુણે, નિજ દેખે હો

અવગુણ વડભાગ ॥ સા૦ ॥ ૧૭ ॥ ગુરૂ ચરણ સેવા રત્ત હોઇ, આરાધતો ગુરૂ આણ। આચાર સર્વના મૂલ ગુરૂ, તે જાણે હો ચતુર સુજાણ ॥ સા૦ ॥ ૧૮ ॥ એ સાત ગુણ લક્ષણ વર્યો, જે ભાવ સાધુ ઉદાર । તે વરે સુખજશ સંપદા, તુજ ચરણે હો જશ ભક્તિ અપાર ॥ સા૦ ॥ ૧૯ ॥

---

## ॥ ઢાલ પન્નરમી. ॥



॥આજ મારે એકાદશીરે, નણદલ મોનકરી મુખ રહીયેં
—એ દેશી. ॥

ધન્ય તે મુનિવરારે, જે ચાલે સમભાવેં। ભવસાયર લીલાએ ઉતરે, સંયમ કિરિયા નાવેં ॥ ધન્ય ૦ ૧ ॥ ભોગ પંક તજી ઉપર બેઠા, પંકજ પરેં જે ન્યારા ॥ સિંહપરેં નિજ વિક્રમ શૂરા. ત્રિભુવન જન આગારા ॥ ધન્ય૦

૨ ॥ જ્ઞાનવંત જ્ઞાનીશું મળતા, તન મન વચને સાચા । દ્રવ્ય ભાવ સુધા જે ભાષે, સાચી જિનની વાચા ॥ ધન્ય૦ ૩ ॥ મૂલ ઉત્તર ગુણ સંગ્રહ કરતા; તજતા ભિક્ષા દોષો । પગ પગ વ્રત દૂષણ પરિહરતા, કરતા સંયમ પોષો ॥ ધન્ય૦ ૪ ॥ મોહ પ્રતે હણુતા નિત આગમ, ભણુતા સદ્‌ગુરૂ પાસેં । દૂષમ કાલેં પણ ગુણવંતા, વરતે શુભ અભ્યાસેં ॥ ધન્ય૦ ૫ ॥ છઠ્ઠું ગુણઠાણું ભવ અડવી, ઉલંઘણ જેણે લહિઉં । તસ સોભાગ સકલ મુખ એકે, કેમ કરિ જાએ કહિઉં ॥ ધન્ય૦ ૬ ॥ ગુણઠાણાની પરિણુતિ જેહની, ન છીપે ભવ જંજાલે । રહે શેલડી ઢાંકી રાખી, કેતો કાલ પરાલેં ॥ ધન્ય૦ ૭ ॥ તેહવા ગુણ ધરવા અણુધીરા, જો પણ સૂધું ભાષી । જિનશાસન શોભાવે તે પણ, સુધા સંવેગ પાખી ॥ ધન્ય૦ ૮ ॥ સદ્દહણા અનુમોદન કારણ, ગુણથી સંયમ

કિરિયા । વ્યવહારેં રહિયા તે ફરસે, જે નિશ્ચય નય દરિયા ॥ ધન્ય૦ ૯ ॥ દુઃકરકારથકી પણ અધિકા, જ્ઞાન ગુણે ઇમ તેહો । ધર્મદાસ ગણી વચને લહિંયે, જેહને પ્રવચન નેહો ॥ ધન્ય૦ ૧૦ ॥ સુવિહિત ગચ્છ કિરિયાનો ધોરી, શ્રી હરિભદ્ર કહાય । એહ ભાવ ધરતો તે કારણ, મુઝ મન તેહ સુહાય ॥ ધન્ય૦ ૧૧ ॥ સંય-મઠાણ વિચારી જોતાં, જો ન લહે નિજ સાખેં । તો જૂઠું બોલીને દુરમતી, શું સાધે ગુણ પાખે ॥ ધન્ય૦ ૧૨ ॥ નવિ માયા ધર્મેં નવિ કહેવું, પરજનની અનુવૃત્તિ । ધર્મ વચન આગમમાં કહિયેં, કપટ રહિત મન વૃત્તિ ॥ ધન્ય ૦ ૧૩ ॥ સંયમ વિણ સંયતતા થાપે, પાપ શ્રમણ તે ભાખ્યો । ઉત્તરાધ્યયને સરલ સ્વભાવે, શુદ્ધ પરૂપક દાખ્યો ॥ ધન્ય૦ ૧૪ ॥ એક બાલ પણ કિરિયાનયેં તે, જ્ઞાન નયેં નવિ બાલા । સેવા યોગ્ય સુસંયતને તે, બોલે ઉપ-

દેશ માલા ॥ ધન્ય૦ ૧૫ ॥ કિરિયાનયેં પણ એક બાલતે, જે લિંગી મુનિ રાગી । જ્ઞાનયોગમાં જસ મન વરતે, તે કિરિયા સોભાગી ॥ ધન્ય૦ ૧૬ ॥ બાલાદિક અનુકૂલ ક્રિયાથી, આપેં ઈચ્છા યોગી । અધ્યાત્મ મુખ યોગ અભ્યાસેં, કેમ નવિ કહિયેં યોગી ॥ ધન્ય૦ ૧૭ ॥ ઉચિત ક્રિયા નિજ શક્તિ છાંડિ, જે અતિ વેગે ચઢતો । તે ભવથિતિ પરિપાક થયા વિણુ, જગમાં દિસે પડતો ॥ ધન્ય૦ ૧૮ ॥ માચે મોટાઇમાં જે મુનિ, ચલવે ડાકડમાલા શુદ્ધ પરૂપણુ ગુણુ વિણુ ન ઘટે, તસ ભવ અરહટમાલા ॥ ધન્ય૦ ૧૯ ॥ નિજ ગણુ સંચે મન નવિ ખંચે, ગ્રંથ ભણી જન વંચે । લુંચે કેશ ન મુંચે માયા, તો વ્રત ન રહે પંચે ॥ ધન્ય૦ ૨૦ ॥ યોગ ગ્રંથના ભાવ ન જાણે જાણે તો ન પ્રકાશે । ફોગટ મોટાઇ મન રાખે, તસ ગુણુ દૂરેં નાસે ॥ ધન્ય૦

૨૧ ॥ મેલે વેશેં મહિયલ મ્હાલે, બક પરેં નીચો ચાલે । જ્ઞાન વિના જગ ધંધે ઘાલે, તે કેમ મારગ ચાલે ॥ ધન્ય૦ ૨૨ ॥ પર પરિણુતિ પોતાની માને, વરતે આરત ધ્યાને । બંધ મોક્ષ કારણુ ન પીછાને, તે પહિલે ગુણુઠાણે ॥ ધન્ય૦ ૨૩ ॥ કિરિયા લવ પણુ જે જ્ઞાનીનો, દ્રષ્ટિ થિરાદિક લાગે । તેથી સુજશ લહિજેં સાહિબ, સીમંધર તુઝ રાગે ॥ ધન્ય૦ ૨૪ ॥

---

## ॥ ઢાલ સોલમી. ॥



॥ સફલ સંસાર અવતાર એ હું ગણું ॥ એ દેશી ॥

સ્વામી સીમંધરા તું ભલે ધ્યાઇયેં; આપણો આતમા જેમ પ્રકટ પાઈયેં । દ્રવ્યગુણુપજ્જવા તુઝ યથા નિર્મલા, તેમ મુઝ શક્તિથી જઈવિ ભવ સામલા ॥ ૧ ॥ ચાર

છે ચેતનાની દશા અવિતથા; બહુશયન શયન જાગરણ ચોથી તથા । મિચ્છ અવિરત્ત સુયત તેરમેં તેહની, આદિ ગુણઠાણે નયચક્ર માંહે મુણી ॥ ૨ ॥ ભાવ સંયોગજા કર્મ ઉદયાગતા, કરમ નવિ જીવ નવિ મૂલતે નવિ છતા । ખડીયથી ભિત્તિમાં જેમ હોએ શ્વેતતા, ભિત્તિ નવિ ખડીય નવિ તેહ ભ્રમસંગતા ॥ ૩ ॥ દેહ નવિ વચન નવિ જીવ નવિ ચિત્તછે, કર્મ નવિ રાગ નવિ દ્વેષ ન વિચિત્ત છે । પુદ્ગલી ભાવ પુદ્ગલપણે પરિણમેં, દ્રવ્ય નવિ જૂઉં જૂઉં એક હોવે કિમે ॥ ૪ ॥ પંથી જન લુંટતાં ચોરને જેમ ભણે, વાટેં કો લુંટિયેં તેમજ મૂઢા ગિણે । એક ક્ષેત્રે મલ્યા અણુતણી દેખતો, વિકૃતિએ જીવની પ્રકૃતિ ઉવેખતો ॥ ૫ ॥ દેહ કર્માદિ સવિકાજ પુદ્ગલતણાં, જીવના તેહ વ્યવહાર માને ઘણાં । સયલ ગુણઠાણ જીઅઠાણ સં-

ચોગથી, શુદ્ધ પરિણામ વિણુ જીવ કારય
નથી ॥ ૬ ॥ નાણુ દંસણુ ચરણુ શુદ્ધ પ-
રિણામ જે, તંત જોતા ન છે જીવથી ભિન્ન
તે । રત્ન જેમ જ્યોતિથી કાજ કારણુ પણે,
રહિત એમ એકતા સહજ નાણી મુણે ॥૭॥
અંશ પણ નવિ ઘટે પૂરણ દ્રવ્યના, દ્રવ્ય પણ
કેમ કહું દ્રવ્યના ગુણ વિના । અકલ ને અલખ
એમ જીવ અતિ તંતથી, પ્રથમ અંગે વં-
દિઉં અપદને પદ નથી ॥ ૮ ॥ શુદ્ધતા ધ્યાન
એમ નિશ્ચયેં આપનું, તુઝ સમાપત્તિ ઔ-
ષધ સકલ પાપનું । દ્રવ્ય અનુયોગ સંમતિ
પ્રમુખથી લહી, ભક્તિ વૈરાગ્યને જ્ઞાન ધરિયેં
સહી ॥ ૯ ॥ જેહ અહંકાર મમકારનું બં-
ધનં, શુદ્ધ નય તે દહે દહન જેમ ઇંધનં ।
શુદ્ધ નય દીપિકા મુક્તિ મારગ ભણી, શુદ્ધ
નય આથિ છે સાધુને આપણી ॥ ૧૦ ॥
સકલ ગણી પિટકનું સાર જેણે લહ્યું, તેહને

પણ પરમ સાર એહજ કહ્યું । ઓઘનિર્યું-
ક્તિમાં એહ વિણ નવિ મિટે, દુઃખ સવિ
વચન એ પ્રથમ અંગે ઘટે ॥ ૧૧ ॥ શુદ્ધ
નય ધ્યાન તેહને સદા પરિણમે, જેહને શુદ્ધ
વ્યવહાર હીયડે રમે ॥ મલિન વસ્ત્રે યથા
રાગ કુંકુમતણો, હીન વ્યવહાર ચિત્ત એહથી
નવિ ગુણો ॥ ૧૨ ॥ જેહ વ્યવહાર સેઢી
પ્રથમ છાંડતા, એક એ આદરે આપ મત
માંડતાં । તાસ ઉતાવલે નવિ ટલે આપદા,
ક્ષુધિત ઇચ્છાયેં ઉંબર ન પાચે કદા ॥૧૩॥
ભાવ લવ જેહ વ્યવહાર ગુણથી ભલે, શુદ્ધ
નય ભાવના તેહથી નવિ ચલે । શુદ્ધ વ્ય-
વહાર ગુરૂયોગ પરિણતપણું, તેહ વિણ શુદ્ધ
નયમાં નહિ તે ઘણું ॥૧૪॥ કેઇ નવિ ભેદ
જાણે અપરિણતમતિ, શુદ્ધ નય અતિહિ ગં-
ભીર છે તે વતી । ભેદ લવ જાણતાં કેઇ
મારગ તજે, હોય અતિ પરિણતિ પરસમય

સ્થિતિ ભજે ॥ ૧૫ ॥ તેહ કારણ થકી સર્વ
નય નવિ કહ્યા, કાલિકશ્રુત માંહે તીન પ્રાચેં
લહ્યા । દેખી આવશ્યકેં શુદ્ધ નય ધુરેં
ભણી, જાણિયેં ઉલટી રીતિઓટિકતણી॥૧૬॥
શુદ્ધ વ્યવહાર છે ગચ્છ કિરિયા થિતિ, દુ-
પ્પસહ જાવ તીરથ કહ્યું છે નીતિ ॥ તેહ
સંવિજ્ઞ ગીતાર્થથી સંભવે, અવર એરંડ
સમ કોણ જગ લેખવે ॥ ૧૭ ॥ શાસ્ત્ર અ-
નુસાર જે નવિ હઠે તાણિયેં, નીતિ તપગ-
ચ્છની તે ભલી જાણિયેં ॥ જીત દાખે જિહાં
સમય સારૂ બુધા, નામને ઠામ કુમતે નહીં
જસ મુધા ॥ ૧૮ ॥ નામ નિર્ગંથ છે પ્રથમ
એહનું કહ્યું, પ્રથમ અડપાટ લગેં ગુરૂ ગુણે
સંગ્રહ્યું । મંત્ર કોટી જપી નવમ પાટે યદા,
તેહ કારણ થયું નામ કોટિક તદા ॥ ૧૯ ॥
પંનરમે પાટેં શ્રી ચંદ્રસૂરેં કર્યું, ચંદ્ર ગચ્છ
નામ નિર્મલપણેં વિસ્તરયું । સોલમે પાટ

વનવાસ નિર્મંમ મતિ, નામ વનવાસી સા-
મંતભદ્રો યતિ ॥ ૨૦ ॥ પાટ છત્રીસમે સ-
ર્વદેવાભિધા, સૂરિ વડગચ્છ તિહા નામ
શ્રવણે સુધા । વડતલેં સૂરિપદ આપીઉં તે
વતી વલીય તસ બહુ ગુણે જેહ વાધ્યા યતિ
॥ ૨૧ ॥ સૂરિ જગચંદ જગ સમરસ ચં-
દ્રમા, જેહ ગુરૂ પાટે ચઉ અધિક ચાલીસમાં ॥
તેહ પામ્યું તપા નામ બહુ તપ કરી, પ્રગટ
આઘાટ પુરી વિજયકમલા વરી ॥ ૨૨ ॥
એહ ષટ નામ ગુણ ઠામ તપ ગણુતણા,
શુદ્ધ સદ્દહણ ગુણ રયણ એહમાં ઘણા ॥
એહ અનુગત પરંપર ભણી સેવતા, જ્ઞાન-
યોગી વિબુધ પ્રગટ જગ દેવતા ॥ ૨૩ ॥
કોઈ કહે મુક્તિ છે વિણુતાં ચિથરાં, કોઇ
કહે સહજ જમતાં ઘર દહિથરાં ॥ મૂઢ એ
દોય તસ ભેદ જાણે નહી, જ્ઞાન યોગે ક્રિયા
સાધતાં તે સહી ॥ ૨૪ ॥ સરલ ભાવેં પ્રભો

શુદ્ધ એમ જાણુતાં, હું લહું સુજશ તુઝ વચન મન આણુતાં ॥ પૂર્વ સુવિહિતતણા ગ્રંથ જાણી કરી, મુઝ હોજો તુઝ કૃપા ભવ પયોનિધિ તરી ॥ ૨૫ ॥

---

## ॥ ઢાલ સતરમી. ॥

॥ કડખાની દેશી ॥

આજ જિનરાજ મુજ કાજ સિદ્ધાં સવે, વિનતિ માહરી ચિત ધારી ॥ માર્ગ જો મેં લહ્યો તુઝ કૃપા રસથકી ॥ તો હુઇ સંપદા પ્રગટ સારી ॥ આજ૦ ॥ ૧ ॥ વેગલો મત હુજો દેવ મુઝ મન થકી, કમલના વન થકી જેમ પરાગો । ચમકપાષાણુ જેમ લોહને ખેંચસે, મુક્તિને સેહેજ તુઝ ભક્તિરાગો ॥ આજ૦ ॥ ૨ ॥ તું વસે જો પ્રભો હર્ષભર હીયડલે, તો સકલ પાપના બંધ તૂટે ॥ ઉગતે ગગન સૂરયતણે મંડલે, દહ દિશિ જેમ તિ-

મિર પડલ ફૂટે ॥ આ૦ ॥ ૩ ॥ સીંચજે
તું સદા વિપુલ કરૂણારસેં, મુઝ મને શુદ્ધ
મતિ કલ્પવેલી । નાણ દંસણ કુસુમ ચરણ
વર મંજરી, મુક્તિ ફલ આપશે તે એકેલી
॥ આ૦ ॥ ૪ ॥ લોક સન્નાથકી લોક બહુ
વાઉલો, રાઉલો દાસ તે સવિ ઉવેખે । એક
તુઝ આણસું જેહ રાતા રહે, તેહને એહ
નિજ મિત્ર દેખે ॥ આજ૦ ॥ ૫ ॥ આણ
જિન ભાણ તુઝ એક હું શિર ધરૂં, અવ-
રની વાણી નવિ કાને સુણિયેં ॥ સર્વ દર્શન
તણું મૂલ તુઝ શાસનં, તેણ તે એક સુવિ-
વેક થુણિયેં ॥ આજ૦ ॥ ૬ ॥ તુઝ વચન
રાગ સુખસાગર હું ગણું, સકલ સુર મનુજ
સુખ એક બિંદુ । સાર કરજો સદા દેવ સે-
વકતણી, તું સુમતિ કમલિની વન દિણિંદુ
॥ આ૦ ॥ ૭ ॥ જ્ઞાન યોગે ધરી તૃપ્તિ નવિ
લાજિયેં,ગાજિયેં એક તુઝ વચન રાગેં । શક્તિ

ઉલ્લાસ અધિકો હુસે તુઝ થકી,તું સદા સકલ સુખ હેત જાગે ા આ૦ ા ૮ ા વડ તપાગચ્છ નંદનવને સુરતરૂ, હીરવિજયો જયો સૂરિરાયા । તાસ પાટેં વિજયસેન સૂરિસરૂ, નિત નમે નરપતિ જાસ પાયા ા આ૦ ા૯ા તાસ પાટે વિજયદેવ સૂરિસરૂ, પાટ તસ ગુરૂ વિજયસિંહ ધોરી। જાસ હિત સીખથી માર્ગ એ અનુસર્યો, જેહથી સવિ ટલી કુમતિ ચોરી ા આજ૦ ા ૧૦ ા હીર ગુરૂ શીસ અવતંસ મોટો હુઓ, વાચકાં રાજ કલ્યાણ વિજયો ા હેમ ગુરૂ સમવડે શબ્દ અનુશાસને, શીસ તસ વિબુધ વર લાભ વિજયો ા આજ૦ ા ૧૧ ા શિસ તસ જિતવિજયો જયો વિબુધ વર, નયવિજય વિબુધ તસ ગુરૂ ભાયા ા રહિઅ કાશી મઠેં જેહથી મેં ભલે, ન્યાય દર્શન વિપુલ ભાવ પાયા ા આજ૦ ા ૧૨ ા જેહથી શુદ્ધ લહિયેં સકલ નય નિપુણ, સિ-

દ્ધસેનાદિકૃત શાસ્ત્ર ભાવા ॥ તેહ એ સુગુરૂ કરૂણાપ્રભો તુઝ સુગુણ, વયણ રયણાયરી મુઝ નાવા ॥ આજ૦ ॥ ૧૩ ॥

॥ કલસ ॥

ઈમ સકલ સુખકર દુરિત ભયહર સ્વામી સીમંધર તણી । એ વિનતી જે સુણે ભાવેં તે લહે લીલા ઘણી ॥ શ્રી નયવિજય બુધ ચરણ સેવક જસવિજય બુધ આપણી । રૂચિ શક્તિ સારૂ પ્રગટ કીધી શાસ્ત્ર મર્યાદા ભણી ॥૧॥

॥ ઇતિ શ્રી સીમંધર જિન વિજ્ઞપ્તિઃ સંપૂર્ણા ॥

ઇતિ શ્રીસીમંધરજિનસ્તવન કવિ મહોપાધ્યાય શ્રીયશોવિજયજીકૃત શાર્દ્ધત્રિશત ગાથા પ્રબંધે તસ્ય કવિ શ્રીપદ્મવિજય ગણી કૃત બાલાવબોધઃ સમાપ્તઃ ॥



# શ્રી અક્ષયનિધિ તપ.

घटं संस्थाप्य देवाग्रे गन्ध पुष्पादिपूजितम् ।
तपो विधीयते पक्षं तदक्षयनिधि स्फुटम् ॥१॥

આ તપ અક્ષયનિધિ ( અખૂટ ભંડાર ) ની જેવો હોવાથી તેનું નામ અક્ષયનિધિ તપ છે. તે શ્રાવણ વદ ચોથને દિવસે શરૂ કરવો. તે દિવસે જિનેશ્વરની પ્રતિમા આગળ ગાયના છાણથી ભૂમિ લીપીને તે પર ઘહુંલી કરી તેના પર કુંભ સ્થાપન કરવો. તે કુંભ સુવર્ણ નો રૂપાનો કે અન્ય ઉત્તમ ધાતુનો અથવા છેવટ માટીનો. લેવો.) તે કુંભ વિચિત્ર પ્રકા· રના ગંધ પૂષ્પોથી પૂજવો. તથા તેમાં સુવર્ણ

મણિ, મુક્તાફળ, સોપારી વિગેરે નાખીને તેનું સ્થાપન કરવું. પછી પંદર દિવસ સુધી તેનું નિત્ય પૂજન કરવું. જિનેશ્વરને ત્રણ પ્રદક્ષિણા કરીને ઘટમાં અક્ષતની અંજળી દરરોજ નાંખવી. ( તે અંજળીમાં સોનાનાણું, રૂપાનાણું, સોપારી વિગેરે લેવું. ) કુંભ પાસે નૈવેદ્ય ઢોકવું. દરરોજ એકાસણું કરવું. હમેશાં કુંભ પાસે નૃત્ય, ગીતાદિક ઉત્સવ કરવો. એ રીતે પર્યુષણા પર્યંત આ તપ કરવો. (સંવત્સરીને દિવસે એટલે છેલ્લે દિવસે ઉપવાસ કરવો) આ રીતે ચાર વર્ષ પર્યંત આ તપ કરવો, ઉદ્યાપનમાં મોટી સ્નાત્ર વિધિ પૂર્વક નાના પ્રકારના પક્વાન્ન, ફળ વિગેરે ઢોકવાં. સંઘવાત્સલ્ય સંઘપૂજા કરવી. આ તપ કરવાથી સર્વ પ્રકારની સંપત્તિ પ્રાપ્ત થાય છે.

બીજી રીતે અક્ષતની મુઠી હમેશાં કુંભમાં નાંખવી. જેટલા દિવસે તે ઘટ પૂર્ણ થાય

તેટલા દિવસ પ્રતિદિન એકાસણાદિક તપ કરવો. બીજો સર્વ વિધિ તથા ઉદ્યાપન ઉપર પ્રમાણે જાણવું. આ શ્રાવકને કરવાનો આગાઢ તપ છે. ગરણું " નમો નાણસ્સ " એ પદનું નવકારવાળી વીશ પ્રમાણ ગણવું, સાથીયા વિગેરે ૫૧ એકાવન કરવા.

---

## ૨ श्रीअक्षयनिधितप ( बीजो )

આ તપ શ્રાવણવદ ૪ ને દિવસે શરૂ કરી સોળ દિવસે પૂરો કરવો. તેમાં સુવર્ણનો રત્નજડિત કુંભ કરાવવો અથવા શક્તિ પ્રમાણે બીજી કોઈ રૂપા વિગેરે ધાતુનો કરાવવો. પછી તે કુંભ ઘરમાં, દેરાસરમાં અથવા ઉપાશ્રયે પવિત્ર સ્થાને ડાંગરની ઢગલી કરી તે ઉપર પધરાવવો. ( બનતા સુધી કુંભ પાસે અખંડ દીવો ફાનસમાં યત્નપૂર્વક ૧૬ દિવસ સુધી રાખવો. ) તેની સમીપે સ્વસ્તિક કરી તે ઉ-

પર શ્રીકલ્પસૂત્ર પધરાવવું. હરરોજ બે ટંક પડિક્કમણું કરવું, દેવવંદન પડિલેહણ કરવાં ભૂમિ શયન કરવું. બ્રહ્મચર્ય પાળવું, એકાસણાનો તપ ૧૫ દિવસ પર્યંત[1] કરવો, છેલ્લે દિવસે એટલે ભાદ્રપદ શુદિ ૪ થે (સંવચ્છરીએ) ઉપવાસ કરવો. આ પ્રમાણે ચાર વર્ષ પર્યંત કરવાથી ૬૪ દિવસે આ તપ પૂર્ણ થાય છે. હરરોજ દેવપૂજા કરવી. પુસ્તક ઉપર ચંદરવો બાંધવો. જ્ઞાનને ધૂપ દીપ કરી હંમેશાં રૂપાનાણે પૂજવું. ( ક્યારે પૂજવું તે વિધિમાં બતાવેલ છે. ) શક્તિ ન હોય તો પહેલે છેલે દિવસે રૂપાનાણે પૂજવું અને વચલા દિવસોમાં યથાશક્તિ દ્રવ્ય વડે પૂજવું. ' નમો નાણુસ્સ ' એ પદની ૨૦ નવકારવાળી હરરોજ ગણવી. ( કોઇ જગ્યાએ

૧ કોઇ પ્રતમાં બેસણું પણ થઇ શકે એમ લખ્યું છે.

ૐ હ્રિં શ્રીં ક્લીં નમો નાણુસ્સ એમ કહેલ છે. ) ૨૦ લોગસ્સનો કાઉસગ્ગ કરવો. નીચે બતાવેલી વિધિ મુજબ દરરોજ વિધિ કરવી. કુંભની ઉપર શ્રીફલ મૂકીલીલા કે પીળા રેશમી વસ્ત્ર વડે બાંધી રાખવો. દરરોજ તેની અંદર વિધિને અંતે એકેક પસલી અક્ષતની નાખવી. સોળ દિવસે કુંભ ભરાઈ જાય તેમ કરવું. છેલ્લે દિવસે કુંભની સમીપે રાત્રિ જાગરણ કરવું. પૂજા પ્રભાવના કરવી. અક્ષયનિધિ તપનું સ્તવન દરરોજ ગાવું સાંભળવું. પારણાને દિવસે ( ભાદ્રપદ શુદિ ૫ મે ) કુંભને ફુલની માળા પહેરાવી સૌભાગ્યવતી સ્ત્રીને માથે મૂકવો. સર્વ જાતિના પક્વાન્ન સુખડી વિગેરે યથા શક્તિ કરાવી,તેના થાળ પણ સૌભાગ્યવતી સ્ત્રીઓને માથે મૂકવા. હાથી ઘોડા વાજીત્રો વિગેરેથી મોટી ધામધુમ સાથે વરઘોડો ચડાવી કુંભ લઈને દેરાસરે આવવું. કુંભવાળી સ્ત્રીઓ

એ ત્રણ પ્રદિક્ષણા કરી પ્રભુ પાસે કુંભ મૂકવો. નૈવેદ્યના થાળ પણ પ્રભુ પાસે ધરવા. જ્ઞાનના પુસ્તકને ગુરૂમહારાજ પાસે લઇ જઈ ત્યાં પધરાવી ગુરૂપૂજા તથા જ્ઞાન પૂજા રૂપા નાણાથી કરવી. ( ગુરૂપૂજાનું દ્રવ્ય ગુરૂ સમીપે ધરવું ) તે દિવસે યથાશક્તિ સ્વામી વાત્સલ્ય, પ્રભાવના વિગેરે કરવું. જેટલા સ્ત્રી કે પુરૂષ આ તપ કરતા હોંય તે દરેકને માટે કુંભ જૂદા જૂદા પધરાવવા. કલ્પસુત્ર એકજ પધરાવવું. આ તપ શ્રાવકને કરવાનો છે. આ ભવ પરભવમાં મહાન લાભ આપનાર આ તપ છે.



દરરોજ કરવાની વિધિ નીચે પ્રમાણે.

## ૨ શ્રીअक्षयविधितपनीविधि.

પ્રથમ ઇર્યાવહી પ્રતિક્રમવા, પછી ઇચ્છાકારેણ૦ અક્ષય નિધિ તપ આરાધન નિમિત્તે ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં કહી નીચે પ્રમાણે ચૈત્યવંદન કરવું.

શાસન નાયક સુખકરણ, વર્ધમાન જિનભાણ। અહનિશ એહની શિર બહું, આણા ગુણમણિ ખાણ ॥ ૧ ॥ તે જિનવરથી પામીયા, ત્રીપદિ શ્રી ગણધાર । આગમ રચના બહુ વિધ, અર્થ વિચાર અપાર ॥ ૨ ॥ તે શ્રી શ્રુતમાં ભાષિયાએ, તપ બહુ વિધ સુખકાર । શ્રી જિન આગમ પામીને, સાધે મુનિ શિવ સાર ॥ ૩ ॥ સિદ્ધાંતવાણી સુણવા રસિક, શ્રાવક સમકિત ધાર । ઇષ્ટ સિદ્ધિ અર્થે કરે, અક્ષય નિધિ તપ સાર ॥૪॥ તપ તો સૂત્રમાં અતિ ઘણા, સાધે મુનિવર જેહ । અક્ષય નિધાનને કારણે, શ્રાવકને ગુણ ગેહ ॥ ૫ ॥ તે માટે ભવી તપ કરોએ, સર્વ ઋદ્ધિ મળે સાર । વિધિશું એહ આરાધતાં; પામીજે ભવપાર ॥ ૬ ॥ શ્રી જિનવર પૂજા કરો, ત્રિક શુદ્ધે ત્રિકાળ । તેમ વળી શ્રુતજ્ઞાનની, ભક્તિ થઇ ઉજમાળ ॥ ૭ ॥ પડિકમણું બે

ટંકના, બ્રહ્મચર્યને ધરીએ । જ્ઞાનીની સેવા કરી, સહેજે ભવજળ તરીએ ॥ ૮ ॥ ચૈ-ત્યવંદન શુભ ભાવથીએ, સ્તવન થોઈ નવ-કાર । શ્રુતદેવી ઉપાસના, ધીરવિજય હિતકાર॥૯॥

પછી જંકિંચિ કહીને નમુથ્થુણું કહેવું. પછી બે જાવંતિ કહી નમોऽર્હંત્ કહી, નીચે પ્રમાણે સ્તવન કહેવું.

લાવો લાવોને રાજ મોંઘાં મૂલાં મોતી એ દેશી.)

તપવર કીજે રે, અક્ષય નિધિ અભિધાને; સુખભર લીજેરે, દિન દિન ચડતે વાને, (એ આંકણી ) પર્વ પજૂસણ પર્વ શિરોમણી, જે શ્રી પર્વ કહાય । માસ પાસ છઠ દસમ દુવાલસ, તપ પણ એ દિન થાય ॥૧॥ તપ-વર૦ પણ અક્ષયનિધિ પર્વ પજૂસણ, કેરો કહે જિન ભાણ । શ્રાવણ વદ ચોથે પ્રારંભી, સંવચ્છરી પરિમાણ ॥ ૨ ॥ તપવર ॥ એ તપ કરતાં સર્વ ઋદ્ધિ વરે, પગ પગ પ્રગટે

નિધાન । અનુક્રમે પામે તેહ પરમ પદ, સાન્વયી નામ પ્રધાન ॥ ૩ ॥ તપવર૦ પર· મત્સરથી કર્મ બંધાણું, તેણે પામી દુઃખજાળ। એ તપ કરતાં તે પૂરવનું, કર્મ થયું વિસરાળ ॥ ૪ ॥ તપવર૦ જ્ઞાન પૂજા શ્રુત દેવી કાઉસગ, સ્વસ્તિક અતિ સોહાવે । સોવન કુંભ જડિત નિજશકિત, સંપૂરણ ક્રમે થાવે ॥ ૫ ॥ તપવર૦ જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટથી કરીએ, ઇગ દોય તિન વરીસ । વરસ ચોથે શ્રુત દેવી નિમિત્તે, એ તપ વીશબાવીશ ॥ ૬ ॥ તપવર૦ એણે અનુસારે જ્ઞાનતણું વર, ગરણું ગણીએ ઉદાર । આવશ્યકાદિ કરણી સંયુત, કરતાં લહે ભવપાર ॥ ૭ ॥ તપવર૦ ઇહ ભવ પર ભવ દોષ આશંસા, રહિત કરો ભવિ પ્રાણી । જે પર પુદ્ગલ ગ્રહણ ન કરવું, તે તપ કહે વરનાણી ॥ ૮ ॥ તપવર૦ રાતિજગા પૂજા પરભાવના, હય ગય

શણગારીજે । પારણા દિન પંચ શબ્દે વાજે, વાજંતે પધરાવીજે ॥ ૯ ॥ તપવર૦ ચૈત્ય વિશાળ હોય તિહાં આવી, પ્રદક્ષિણા વળી. દીજે । કુંભ વિવિધ નૈવેદ્ય સંઘાતે, પ્રભુ આ ગળ ઢોઇજે ॥ ૧૦ ॥ તપવર૦ રાધનપુરે એ તપ સુણી બહુ જણ, થયા ઉજમાળ તપ કાજ । એહ મુખ્ય મંડાણ ઓછવમાં, મસાલીયા દેવરાજ ॥ ૧૧ ॥ તપવર૦ સંવત અઢાર તેંતાલો વરસે, એ તપ બહુ ભવી કીધો । શ્રી જિન ઉત્તમ પાદ પસાયે, પદ્મવિજય ફલ લીધો ॥ ૧૨ ॥ તપવર૦

ત્યાર પછી જયવીયરાય૦ કહી " સુયદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં " અન્નથ્થ કહી એક નવકારનો કાઉસ્સગ કરી. નમોઽર્હત્ કહી " સુયદેવયા ભગવઇ, નાણાવરણીય કમ્મસંઘાયં । તેસિં ખવઉ સમયં જેસિં સુયસાયરે ભત્તિ ॥ ૧ ॥ "એ

થોઇ કહેવી. પછી પચ્ચખ્ખાણ કરવું. પછી પૂજાની ઢાળ કહેવી તે નીચે પ્રમાણે—

દુહા

સપ્તમ પદ શ્રી જ્ઞાનનો, સિદ્ધચક્ર પદ-માંહી । આરાધીજે શુભ મને, દિન દિન અધિક ઉછાહિ ॥ ૧ ॥ અન્નાણસંમોહતમોહરસ્સ; નમો નમો નાણદિવાયરસ્સ । પંચપ્પયાસુ ઉવગારગસ્સ, સત્તાણ તવ્વત્થપયાસગસ્સ ॥ ૧ ॥ હવે જેહથી સવ અજ્ઞાન રાચો, જિનાધીશ્વર પ્રોક્ત અર્થાવબોધો । મતિ આદિ પંચ પ્રકાર પ્રસિદ્ધો, જગદ્ભાસતે સર્વદેવાવિરુદ્ધો ॥ ૨ ॥ યદીય પ્રભાવે સુભક્ષં અભક્ષં, સુપેયં અપેયં સુકૃત્ય અકૃત્યં । જેણે જાણીએ લોકમધ્યે સુનાણં, સદા મે વિશુદ્ધં તદૈવ પ્રમાણં ॥૩॥

ઢાલ

ભવ્ય નમો ગુણજ્ઞાનને, સ્વપર પ્રકાશક

ભાવે જી ॥ પરજાય ધર્મ અનંતતા, ભેદાભેદ સ્વભાવેજી ॥ ૧ ॥ (ચાલ) જે મુખ્ય પરિણતિ સકલ જ્ઞાયક, બોધ ભાવ વિલચ્છના । મતિ આદિ પંચ પ્રકાર નિર્મળ, સિદ્ધ સાધન લચ્છના ॥ સ્યાદ્વાદસંગી તત્ત્વરંગી, પ્રથમ ભેદાભેદતા । સવિકલ્પ ને અવિકલ્પ વસ્તુ, સકલ સંશય છેદતા ॥ ૨ ॥

## ઢાલ બીજી.

ભક્ષ્યાભક્ષ્ય ન જે વિણુ લહિયે, પેય અપેય વિચાર । કૃત્ય અકૃત્ય ન જે વિણુ લહિયે, જ્ઞાન તે સકલ આધારરે ॥ ભવિકા, સિદ્ધચક્ર પદ વંદો ॥૧॥ પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, શ્રી સિદ્ધાંતે ભાખ્યું । જ્ઞાનને વંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનીએ શિવસુખ ચાખ્યુંરે ॥ભ૦॥૨॥ સકલ ક્રિયાનું મૂલ જે શ્રદ્ધા, તેહનું મૂલ જે કહિયે । તેહ જ્ઞાન નિત્ય નિત્ય વંદીજે, તે વિણુ કહો કેમ રહિયેરે ॥ ભ૦ ॥ ૩ ॥ પંચ જ્ઞાનમાંહિ જેહ સદાગમ, સ્વપર પ્રકાશક જેહ ।

દીપક પરે ત્રિભુવન ઉપગારી, વળી જેમ રવિ શશી મેહરે ॥ ભ૦ ॥ ૪ ॥ લોક ઊર્ધ્વ અધો તિર્યગ્ જ્યોતિષ, વૈમાનિક ને સિદ્ધ । લોકાલોક પ્રગટ સવિ જેહથી, તેહ જ્ઞાને મુજ શુદ્ધરે ॥ ભ૦ ॥ ૫ ॥

## ઢાલ ત્રીજી.

જ્ઞાનાવરણીય જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાય રે । તો હુએ એહિજ આતમા, જ્ઞાન અબોધતા જાયરે ॥ મહાવીર જિનેશ્વર ઉપદેશે ॥ ૧ ॥ પછી ૐ હ્રૂઁ પરમાત્મને નમઃ જ્ઞાનપદેભ્યઃ કલશં યજામહે સ્વાહા”

એ મંત્ર બોલીને જ્ઞાનની વાસક્ષેપવડે પૂજા કરવી અને પછી દ્રવ્યપૂજા કરવી એટલે સોનામહોર તથા રૂપામહોરથી જ્ઞાનની યથાશક્તિ પૂજા કરવી.

પછી નીચે પ્રમાણે દુહા બોલી શ્રુતજ્ઞાનના ૨૦ ભેદના ૨૦ ખમાસમણ દેવા.

### પીઠીકાના દુહા.

સુખકર શંખેશ્વર નમી, થુણશ્યું શ્રી શ્રુત નાણ । ચઉ મુંગા શ્રુત એક છે, સ્વપર પ્રકાશક

ભાણુ ॥ ૧ ॥ અભિલાપ્ય અનંતમેં, ભાગે રચિયો જેહ। ગણધર દેવે પ્રણમીઓ, આગમ રયણ અછેહ ॥ ૨ ॥ ઇમ બહુલી વક્તવ્યતા, છ ઠાણુ વડીયા ભાવ। ક્ષમાશ્રમણુ[1] ભાષ્યે[2] કહ્યા, ગોપય સર્પિં જમાવ ॥ ૩ ॥ લેશથકી શ્રુત વરણવું, ભેદ ભલા તસ વીશ। અક્ષય નિધિ તપને દિને, ક્ષમાશ્રમણુ તે વીશ ॥ ૪ ॥ સૂત્ર અનંત અર્થ મઈ, અક્ષર અંશ લહાય। શ્રુત કેવલી કેવળી પરે, ભાખે શ્રુત પરજાય ॥ ૫ ॥ (પ્રથમ ભેદ) શ્રી શ્રુતજ્ઞાનને નિત્ય નમો, ભાવ મંગલને કાજ। પૂજન અર્ચન દ્રવ્યથી, પામો અવિચલ રાજ ॥ ૬ ॥ (ખમાસમણુ દેવું) (આ છઠ્ઠો દુહો દરેક ખમાસમણે કહેવો.) ઇગ સય અડવીસ સ્વતરણા, તિહાં અકાર અઢાર। શ્રુત પર્યાય સમાસમેં, અંશ અસંખ્ય વિચાર ॥૭॥ શ્રી શ્રુ૦ ૨ ॥ બત્રીસ વર્ણ સમાય છે, એક સિલોક[3] મઝાર। તેમાંહે એક અક્ષર ગ્રહે, તે

૧ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે ૨ વિશેષાવશ્યક ભાષ્યમાં.

૩ શ્લોક.

અક્ષરશ્રુત સાર ॥ ૮ ॥ શ્રુ૦ ॥ ૩ ॥ ક્ષયોપ-
શમ ભાવે કરી, બહુ અક્ષરનો જેહ ॥
જાણે ઠાણાંગ આગલે, તે શ્રુત નિધિ ગુણગેહ
॥ ૯ ॥ કોડિ એકાવન અડલખા,અડસય એકાશી
હજાર । ચાલીશ અક્ષર પદતણા, કહે અનુયોગ
દુવાર ॥૧૦॥ શ્રી શ્રુ૦ ॥ ૪ ॥ અથાંતે ઇહાં પદ
કહ્યું, જિહાં અધિકાર ઠરાય । તે પદ શ્રુતને
પ્રણમતા, જ્ઞાનાવરણી હઠાય ॥ ૧૧ ॥ શ્રી શ્રુ૦
॥ ૫ ॥ અઢાર હજાર પદે કરી, અંગ પ્રથમ
સુવિલાસ । દુગુણા શ્રુત બહુ પદ ગ્રહે, તે પદ
શ્રુત સમાસ ॥૧૨॥ શ્રી શ્રુ૦ ॥૬॥ પિંડપ્રકૃતિમાં
એક પદે, જાણે બહુ અવદાત । ક્ષયોપશમની
વિચિત્રતા, તેહજ શ્રુત સંઘાત ॥ ૧૩ ॥ શ્રી
શ્રુ૦ ॥૭॥ પંચોતેર ભેદે કરી. સ્થિતિબંધાદિ
વિલાસ । કમ્મપયઠી પયડી ગ્રહે; શ્રુત
સંઘાત સમાસ ॥ ૧૪ ॥ શ્રી શ્રુ૦ ॥ ૮ ॥
ગત્યાદિક જે માર્ગણા, જાણે તેહમાં એક । વિ-
વરણ; ગુણઠાણાદિકે, તસ પ્રતિપત્તિ વિવેક ॥૧૫॥

શ્રી શ્રુ૦ ॥૯॥ જે બાસઠિ માર્ગણાપદે લેશ્યા આદે નિવાસ । સંગ્રહ તરતમ યોગથી, તે પ્રતિપત્તિ સમાસ ॥ ૧૬॥ શ્રી શ્રુ૦ ॥ ૧૦॥ સંતપદાદિક દ્વારમાં, જે જાણે શિવ લોગ । એક હોય દ્વારે કરી, શ્રદ્ધા શ્રુત અનુયોગ ॥૧૭॥ શ્રી શ્રુ૦ ॥ ૧૧ ॥ વલી સંતાદિક નવ પદે, તિહાં માર્ગણા ભાસ । સિદ્ધતણી સ્તવના કરે, શ્રુતઅનુયોગ સમાસ ॥ ૧૮ ॥શ્રી શ્રુ૦ ॥ ૧૨ ॥ પ્રાભૃત પ્રાભૃત શ્રુત નમું, પૂરવના અધિકાર । બુદ્ધિ પ્રબલ પ્રભાવથી, જાણે એક અધિકાર ॥ ૧૯ ॥ શ્રી શ્રુ૦ ॥ ૧૩ ॥ પ્રાભૃત પ્રાભૃત શ્રુત સમા, સાભિથ લબ્ધિ વિશેષ । બહુ અધિકાર ઈસ્યા ગ્રહે, શ્રીરાશ્રવ ઉપદેશ ॥ ૨૦ ॥ શ્રી શ્રુ૦ ॥ ૧૪ ॥ પૂરવ ગત વસ્તુ જિકે, પ્રાભૃત શ્રત તે નામ । એક પ્રાભૃત જાણે મુનિ, તાસ કરે પરિણામ ॥૨૧॥ શ્રી શ્ર૦ ॥ ૧૫ ॥ પૂરવ લબ્ધિ પ્રભાવથી, પ્રાભૃત શ્રુત સમાસ । અધિકાર બહુલા ગ્રહે, પદ અનુસાર વિલાસ ॥ ૨૨ ॥ શ્રી શ્રુ૦ ૧૬ ॥

આચારાદિક નામથી, વસ્તુ નામ શ્રુત સાર । અર્થ અનેક વિધે અહે, તે પિણ એક અધિકાર ॥ ૨૩ ॥ શ્રી શ્રુ૦ ॥ ૧૭ ॥ દુગસય પણુવીસ વસ્તુ છે, ચૌદ પૂરવની સાર । જાણે તેહને વંદના, એક શ્વાસેસોવાર ॥ ૨૪ ॥ શ્રી શ્રુ૦ ॥ ૧૮ ॥ ઉત્પાદાદિ પૂરવ જે, સૂત્ર અર્થ એક સાર । વિદ્યા મંત્રતણો કહ્યો, પૂરવ શ્રુત ભંડાર ॥૨૫॥ શ્રી શ્રુ૦ ॥ ૧૯ ॥ બિંદુસાર લગે ભણે, તેહિજ પૂરવ સમાસ । શ્રી શુભ વીરને શાસને, હોજો જ્ઞાન પ્રકાશ ॥ ૨૬ ॥ શ્રી ૦ ॥ ૨૦ ॥

( પ્રથમના ૪ પીઠીકાના દુહા. ૬ ઠો હરેક ભેદે કહેવાનો દુહો અને ૯ મો દુહો તેટલા ખમાસમણુમાં ન ગણુવા ).

પછી પસલી (ખોબો) ભરી બાધાગાધં સુપદપદવી૦ એ સ્તુતિ બોલીને અથવા " જ્ઞાન સમો કો ધન નહી, સમતા સમો નહીં સુખ; જીવિત સમ આશા નહીં, લોભ સમો નહીં દુઃખ." આ દુહો બોલીને તે પસ કુંભમાં નાંખવો. ઈતિ વિધિ સંપૂર્ણ.

# અથ શ્રી નવકારવાલીની સજ્ઝાય.

કહેજો ચતુર નર એ કોણ નારી, ધરમી જનને પ્યારી રે ॥ જેણે જાયા બેટા સુખકારી, પણ છે બાળકુમારી રે ॥ કહેજો૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ કોઈ ઘેર રાતીને કોઈ ઘેર લીલી, કોઈ ઘેર દીસે પીળી રે॥પંચ રૂપી છે બાળકુમારી,મનરંજન મતવાળી રે॥ ક૦ ॥૨॥ હૈડા આગળ ઊભી રાખી, નયણાશું બંધાણી રે ॥ નારી નહી પણ મોહનગારી, જોગીશ્વરને પ્યારી રે ॥ ક૦ ॥૩॥ એક પુરૂષ તસ ઉપર ઠાહે, ચાર સખીશું ખેલે રે ॥ એક બેર છે તેહને માથે, તે તસ કેડ ન મેલે રે ॥ ક૦ ॥ ૪ ॥ નવ નવ નામે સહુ કોઈ માને,કહેજો

અર્થ વિચારી રે ।। વિનયવિજય ઉવઝાયનો સેવક, રૂપવિજય બુદ્ધિ સારીરે ।। ૬૦ ।। ૫ ।।

## અથ શ્રી અયવંતી સુકુમાલનું તેરઢાલિયું.

।। દોહા ।।

પાસ જિનેસર સેવીયે, ત્રેવીશમો જિન· રાય ।। વિઘ્ન નિવારણ સુખ કરણ, નામે નવ નિધિ થાય ।। ૧ ।। ગુણ ગાઉં ખંતે કરી, અયવંતી સુકુમાળ ।। કાન દેઇને સાંભળો, જેમ હોય મંગળ માળ ।। ૨ ।।

---

### ।। ઢાલ ૧ લી. ।।

(દેશી ત્રિપદીની.)

( એ કરજોડી તામ રે, ભદ્રા વીનવે, એ દેશી. )

મુનિવર આર્યસુહસ્તી રે, કિણહિક અ· વસરે, નયરી ઉજયણી સમોસરયા એ ।। ૧ ।। ચરણ કરણ વ્રતધાર રે, ગુણમણિ આગરૂ, બહુ પરિવારે પરિવરયા એ ।।૨।। વન વાડી

આરામ રે, લેઇ તિહાં રહ્યા, હોય મુનિ નગરી પઠાવીયા એ ॥ ૩ ॥ થાનક માગણ કાજ રે, મુનિવર મલપતા, ભદ્રાને ઘેર આવીયાએ॥૪॥ શેઠાણી કહે તામ રે, શિષ્ય તુમે કેહના, શે કાજે આવ્યા ઇહાં એ ॥૫॥ આર્યસુહસ્તિના શિષ્ય રે, અમે છું શ્રાવિકા, ઉદ્યાને ગુરૂ છે તિહાં એ ॥૬॥ માગું છું તુમપાસ રે, રહેવા સ્થાનક, પ્રાશુક અમને દીજીએ એ ॥ ૭ ॥ વાહનશાળ વિશાળ રે, આપી ભાવશું, આવી ઇહાં રહીજીએ એ ॥૮॥ સપરિવાર સુવિચાર રે, આચારજ તિહાં, આવી સુખે રહે સદા એ ॥૯॥ નલિનીગુલ્મ અધ્યયન રે, પહેલી નિશા સમે, ભણે આચારજ એકદા એ ॥ ૧૦ ॥ ભદ્રા સુત ગુણવંત રે, સુખી સુરોપમ, રૂપવંત રળીયામણો એ ॥ ૧૧ ॥ અયવંતીસુકુમાળ રે, સાતમી ભૂમિકા, પામ્યો સુખ વિલસે ઘણું એ ॥ ૧૨ ॥ નિરૂપમ નારી બત્રીશ રે, રૂપે

અપચ્છરા, શશીવયણી મૃગલોયણી એ ॥૧૩॥
કહે જિનહર્ષ વિનોદ રે, પરમ પ્રમોદશું,
લીલા લાડે અતિ ઘણી એ ॥ ૧૪ ॥

॥ દોહા. ॥

પ્રથમ નિશા સમયે મુનિ, કરિ પડિકમણું
સાર ॥ આલોયણ આલોચતાં, કુમર સુણ્યો
તેણિવાર ॥ ૧ ॥ રાગ રંગે ભીનો રહે,અવર
નહી કોઇ આજ ॥ લેવો દેવો માતાવશું,કુમર
વડો શિરતાજ ॥ ૨ ॥

---

॥ ઢાલ ૨ જી. ॥

( માયા મોહે દક્ષિણ મેલાઈ, ) એ દેશી.

મધુર સ્વરે મુનિવર કરે, હોજી સૂત્રતણી
સજ્ઝાય ॥ શ્રવણે સુપરે સાંભળી,હોજી આવી
કુમરને દાય ॥ અયવંતીસુ,કુમાર સુણી ચિત્ત
લાય ॥૧॥ એ આંકણી ॥ વિષય પ્રમાદ તજી
કરી, હો જી તન મન વચન લગાય ॥ એ સુખ
મે કિહાં અનુભવ્યાં, હો જી જે કહે મુનિવર
રાય ॥ અય૦ ॥ ૨ ॥ કુમર કરી એમ સોચના,

હો જી બેઠો ધ્યાન લગાય ॥ હૃદયમાંહી વિચા-
રતાં,રોમ રોમ ઉલ્લસિત થાય ॥ અય૦ ॥ ૩ ॥
ઇમ ચિંતવતાં ઊપન્યું, હો જી જાતિસમરણ
જ્ઞાન ॥ આવ્યો તિહાં ઊતાવળો, હોજી,ધરતો
મન શુભ ધ્યાન ॥ અય૦ ॥ ૪ ॥ ગુરૂનાં ચરણ
કમળ નમી, હો જી બેઠો મનને કોડ ॥ ભગ-
વંત ભદ્રાસુત અછું, હો જી પૂછું બે
કરજોડ ॥ અય૦ ॥૫॥ નલિનીગુલ્મ વિમાનનાં,
હો જી તુમે સુખ જાણો કેમ ॥ સૂરિ કહે જિન
વચનથી, હો જી અમે જાણું છું એમ ॥અય૦
॥૬॥ પૂરવ ભવે હું ઊપન્યો, હો જી નલિની
ગુલ્મ વિમાન ॥ તે સુખ મુજને સાંભર્યું, હો
જી જાતિસમરણ જ્ઞાન ॥ અય૦ ॥૭॥ તે સુખ
કહો કેમ પામીયે, હો જી કેમ લહિયે તે ઠામ
॥ કૃપા કરી મુજને કહો,હો જી માહરે તેહશું
કામ ॥ અય૦ ॥ ૮ ॥ એ સુખ મુજને નવિ
ગમે,હો જી અપૂરવ સરસ વિમાન ॥ ખારો

દધિ જળ કિમ ગમે, હો જી જેણે કીધો પય પાન ॥ અય૦ ॥૯॥ એટલા દિન હું જાણતો, હો જી મેં સુખ લહ્યાં શ્રીકાર ॥ મુજ સરીખો જગ કોઇ નહી, હો જી સુખીયો ઇણે સંસાર ॥ અય૦ ॥ ૧૦ ॥ હવે મેં જાણ્યાં કારમાં, હો જી એ સુખ ફળ કિંપાક ॥ કહે જિનહર્ષ હવે કહો, હો જી કિમ પામું તે નાક ॥ અય૦ ॥ ૧૧ ॥

॥ દોહા. ॥

એ સંસાર અસાર છે, સાચો સ્વર્ગનો દ્વાર ॥ તીન જ્ઞાન ઘટમેં વસે,સુખ તણો નહી પાર ॥ ૧ ॥ રયણ મોતી તિહાં ઝળહળે,કૃષ્ણાગર ધમકાર ॥ તાલ મૃદંગ દુંદભિતણા, નાટકનો નહી પાર ॥ ૨ ॥

---

॥ ઢાલ ૩ જી. ॥

( તું કુળદેવી સેવી સદા, એ દેશી )

સંયમથી સુખ પામીયે, જાણો તુમે નિરધાર ॥ કુમર જી ॥ સુર સુખનું કહેવું કિશું,

લહીયે શિવ સુખ સાર ॥ કુમરજી ॥ સંયમ ॥ ૧ ॥ એ આંકણી ॥ નર સુર સુખ એણે જીવડે, પામ્યાં અનંતી વાર ॥ કુમર જી ॥ નરપતિ સુરપતિ એ થયો, ન લહી તૃપતિ લગાર ॥ કુમર જી ॥ સંયમ૦ ॥ ૨ ॥ કાગ લિંબોળી પ્રિય કરે, પરિહરે મીઠી દ્રાખ ॥ સુગુરૂ જી ॥ નલિનીગુલ્મ વિમાનનો, મુજને છે અભિલાખ ॥ સુગુરૂ જી ॥ સંયમ૦ ॥૩॥ તે ભણી મુજશું કરી મયા, દ્યો ગુરૂજીચારિત્ર ॥ સુગુરૂજી ॥ ઢીલ કિસી હવે કીજીયે,લીજીયે વ્રત સુપવિત્ર ॥ સુગુરૂ જી ॥ સંયમ૦ ॥૪॥ શ્રી આચારજ એમ કહે,હજીય અછે તું બાળ ॥ કુમર જી ॥ તું લીલાનો લાડણો, કેળિગર્ભ સુકુમાળ ॥ કુમર જી ॥ સંયમ૦॥પ॥ દીક્ષા દુક્કર પાળવી, પંચ મહાવ્રત ભાર ॥ કુમર જી ॥ માથે મેરૂ ઊપાડવો, તરવો જળધિ અ-પાર ॥ કુમરજી ॥ સંયમ૦ ॥૬॥ મીણ તણે દાંતે કરી, લોહચણા કોણ ખાય ॥ કુમર જી

અગ્નિ ફરસ કોણ સહી શકે, દુક્કર વ્રત નિર માય ॥ કુમર જી ॥ સંયમ૦ ॥ ૭ ॥ કુમર કહે પ્રભુ સાંભળો, દુઃખવિણ સુખ કિમ થાય ॥ સુગુરૂ જી ॥ અલ્પ દુઃખે બહુ સુખ હવે, તે તો દુઃખ ન ગણાય ॥ સુગુરૂ ॥ સંયમ૦ ॥૮ ॥ તપ કરવો અતિ દોહિલો, સહેવા પરીસહ ઘોર ॥ કુમર જી ॥ કહે જિનહર્ષ સુભટ થઇ, હણવાં કર્મ કઠોર ॥ કુમર જી॥સંયમ૦ ॥૯.।

॥ દોહા. ॥

કુમર કહે મુનિરાયને, વંદૂ બે કરજોડ ॥ શુરા નરને સોહલું, ઝૂઝે રણમેં દોડ ॥ ૧ ॥ તે માટે મુજ દીજીએ, સંયમ ભાર અપાર ॥ કર્મ ખપાવું સદ્દગુરૂ, પામું ભવજળ પાર ॥૨॥

---

## ॥ ઢાલ ૪ થી. ॥

( કપૂર હોય અતિ ઊજળો રે, એ દેશી. )

કરજોડી આગળ રહી રે, કુમર કહે એમ વાણ ॥ શૂરાને શું દોહિલું રે, જે આગમે નિજ પ્રાણ ॥ મુનીસર, માહરે વ્રતશું કાજ ॥

મુજને દીઠાં નવિ ગમે રે, ઋદ્ધિ રમણી એ
રાજ ॥ મુની૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સાચાં
કરી જાણ્યાં હતાં રે, કાચાં સહુ સુખ એહ ॥
જ્ઞાન નયણ પ્રગટ્યાં હવે રે, હવે હું છંડીશ
તેહ ॥ મુની૦ ॥૨॥ દુક્કર વ્રત ચિર પાળવાં
રે, તે તો મેં ન ખમાય ॥ વ્રત લેઈ અણુસણ
આદરૂં રે, કષ્ટ અલપ જેમ થાય ॥ મુની૦
॥ ૩ ॥ જો વ્રત લીએ સુગુરૂ કહે રે, તો
સાંભળ મહાભાગ ॥ ઘેર જઇ નિજ પરિવા-
રની રે, તું તો અનુમતિ માગ ॥મુનિ૦ ॥૪॥
ઘેર આવી માતા ભણી રે, અયવંતી સુકુમાળ ॥
કોમળ વયણે વીનવે રે, ચરણે લગાડી ભાલ
॥ માતા જી ॥ માહરે વ્રતશું કામ ॥ ૫ ॥
અનુમતિ દ્યો વ્રત આદરૂં રે, આર્ય સુહસ્તિ
ગુરૂ પાસ ॥ નિજ નરભવ સફળો કરૂં રે,
પૂરો માહરી આશ ॥ માતાજી૦ ॥૬॥ મૂરખ
નર જાણે નહી રે, ક્ષણ લાખેણી જાય ॥ કાળ
અચિંત્યો આવશે રે, શરણ ન કોઇ થાય ॥

માતાજી૦ ॥ ૭ ॥ જેમ પંખી પંજર પડયો રે, વેદે દુઃખ નિશ દીશ ॥ માયા પંજરમાં પડયો રે, તેમ હું વિશવા વીશ ॥ માતાજી૦ ॥ ૮ ॥ એ બંધન મુજ નવિ ગમે રે, દીઠાં પણુ ન સુહાય ॥ કહે જિનહર્ષ અંગજ ભણી રે, સુખીયો કર મોરી માય ॥ માતાજી૦ ॥૯॥

॥ દોહા. ॥

આ કાયા અશાશ્વતી, સંઝયા જેહવો વાન ॥ અનુમતિ આપો માતજી, પામું અમર વિમાન ॥ ૧ ॥ કેનાં છોરૂ કેનાં વાછરૂ, કેહનાં માયને બાપ ॥ પ્રાણી જાશે એકલો, સાથે પુણ્યને પાપ ॥ ૩ ॥

---

## ॥ ઢાલ ૫ મી. ॥

( વાત મ કાઢો હો વ્રત તણી, એ દેશી. )

॥ દોહા. ॥

માય કહે વચ્છ સાંભળો, વાત સુણાવી એસી રે ॥ સો વાતે એક વાતડી, અનુમતિ કોઇ ન દેસીરે ॥ માય૦ ॥ ૧ ॥ એ આંકણી ॥

વ્રત ગ્રહ્યું તું શ્યો નાનડા, એ શી વાત પ્રકાશી રે ॥ ઘર જાએ જિણુ વાતથી, તે કેમ કીજે હાંસી રે ॥ માય૦ ॥ ૨ ॥ કેણે ધૂતારે ભોળવ્યો, કે કેણે ભૂરકી નાંખી રે ॥ બોલે અવળા બોલડા, દીસે છબી મુખ ઝાંખી રે ॥ માય૦ ॥ ૩ ॥ તું નિશ દિન સુખમાં રહ્યો, બીજી વાત જાણી રે ॥ ચારિત્ર છે વચ્છ દોહિલું, દુઃખ લેવું છે તાણી રે ॥ માય૦॥૪॥ ભૂખ તૃષા ન ખમી શકે, પાણી વિણુ પળ જાય રે ॥ અરસ નીરસ જળ ભોજને, બાળવી છે નિજ કાય રે ॥ માય૦ ॥ ૫ ॥ ઈહાં તો કોમળ રેશમી, સૂવું સોડ તળાઈ રે ॥ ડાભ સંથારો પાથરી, ભૂયે સૂવું છે ભાઈ રે ॥ માય૦ ॥ ૬ ॥ આછાં પહેરણુ પહેરવાં, વાઘા દિન દિન નવલા રે ॥ તિહાં તો મેલાં કપડાં, ઓઢવાં છે નિત્ય પહેલાં રે ॥ માય૦ ॥ ૭ ॥ માથે લોચ કરાવવો, રહવું મલિન સદાઈ રે ॥ તપ કરવા અતિ આકરા, ધરવી મમતા ન

કાંઇ રે ॥ માય૦॥ ૮ ॥ કઠિણ હાએ તે એ સહે, તે દુઃખ તેં ન ખમાય રે ॥ કહે જિન હર્ષ ન કીજીયે, જિણ વાતે દુઃખ થાય રે ॥ માય૦ ॥ ૯ ॥

॥ દોહા. ॥

કુમર કહે જનની સુણો, મુનિ ચક્રી બળદેવ ॥ સંયમથી સુખ પામિયા, તે સુણજો સુખ હેવ ॥ ૧ ॥ અર્જુનમાળી ઉદ્ધરયો, દઢપ્રહારી સોય ॥ પરદેશી વળી રોહિણો, માત સુણાવું તોય ॥ ૨ ॥ સમદ્રષ્ટિ હુએ સમકિતી, સંયમ સુર સુખ લીન ॥ કેઈ તરયા વળી તારશે, મુજ મન હુઓ પ્રવીન ॥ ૩ ॥ એકજ અંગજ માહરે, તું પણ આદરે એમ ॥ કિમ આપુ હું અનુમતિ, સ્નેહ તૂટે કહે કેમ ॥૪॥

---

॥ ઢાલ ૬ ઠી. ॥

( લાલ રંગાવો વરનાં મોળીયાં, એ દેશી.)

હવે કુમર ઇશ્યું મન ચિંતવે, તે મુજને કોઈ નાપે શિક્ષા રે ॥ જો જાણું છું વિણ

અનુમતે, તો ગુરૂ પણ ન દીયે દીક્ષા રે ॥ હવે૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ નિજ હાથે કેશ લોચન કીયો, ભલો વેષ જતિનો લીધો રે ॥ ગૃહાવાસ તજ્યો સંયમ ભજ્યો, નિજ મન માન્યો તેમ કીધો રે ॥ હવે૦ ॥ ૨ ॥ ભદ્રા દેખી મન ચિંતવે, એ તો વેષ લેઇને બેઠો રે ॥ એહને રાખ્યાં હવે શું હવે, જમીયે મીઠા ભણી એઠો રે ॥ હવે૦ ॥ ૩ ॥ વચ્છ સાંભળ તેં એ શું કીયો, મુજ આશ લતા ઉન્મૂળી રે ॥ તુજ તુખ દેખી સુખ પામતી, દેઈ જાય છે દુઃખની શૂળી રે ॥ હવે૦ ॥૪॥ તુજ નારી બત્રીશે બાપડી, અબળાને જોવનવંતી રે ॥ કુળવંતી રહેતી નિશ દિને, તુજ મુખ સામું નિરખંતી રે ॥ હવે૦ ॥ ૫ ॥ રંગે રહેતી તા હરે મન ઉપરે, તુજ વયણ કદી નવિ લોપ્યો રે ॥ અવગુણ પાખે એ નારીશું, કહેને શા માટે કોપ્યો રે ॥ હવે૦ ॥૬॥ એ દુઃખ ખમ્યું

જાશે નહિ, પણ જોર નહિ તુંજ કેડે રે ॥ જિનહર્ષ ભદ્રા નારી મળી, આંખડીયે આંસુ રેડે રે ॥ હવે૦ ॥ ૭ ॥

॥ દોહા. ॥

બત્રીશે નારી મિળી, કહે પિયુને સુવિચાર ॥ વય લઘુતા રૂપે ભલા, શો સંયમનો ભાર ॥ ૧ ॥ વ્રત છે કરવત સારિખાં, મન છે પવન સમાન ॥ બાવીશે પરિસહ સહે, વચન અમારો માન ॥ ૨ ॥ મયગળ દંત જે નીકળ્યા, તે કિમ પાછા જાય ॥ કરમ સુભટ દૂરે કરી, પહોચવું શિવપુર ઠાય ॥ ૩ ॥

---

## ॥ ઢાલ સાતમી. ॥

(ઘરે આવો જી આંબો મોરીયો, એ દેશી.)

અનુમતિ દીધીમાયે રોવંતાં, તુજને થાઓ કોડ કલ્યાણ રે ॥ સફળ થાઓ તુજ આશડી, સંયમ ચઢજો સુપ્રમાણ રે ॥ અનુ૦ ॥૧॥ એ આંકણી ॥ કુમરતણાં વંછિત ફળ્યાં, હુર્યો

નિજ ચિત્ત મઝાર રે ।। આવ્યો ગુરૂ પાસે ઊમહ્યો, સાથે પરિવાર અપાર રે ।। અનુ૦ ।।૨।। સદ્દગુરૂનાં ચરણુ કમળ નમી, ભાંખે કરજોડી કુમારો રે ।। :પ્રવહણુ સમ ગુરૂ મુજ ભણી, સંસાર સમુદ્રથી તારો ।। અનુ૦ ।।૩।। આચારજે ઉચ્ચરાવીયાં, વ્રત પંચ વિધે સહુ સાખે રે।। ધન ધન એવાં જેણે સુખ તજ્યાં, નર નારી મળી એમ ભાંખે રે।। અનુ૦।।૪।। ભદ્રા કહે આચારજ ભણી, તુમને કહું છું કરજોડ રે ।। જાળવજો એને રૂડી પરે, મુજ કાળજડાની કોર રે।। અનુ૦ ।।૫।। તપ કરતાં એને વારજો, ભૂખ્યાની કરજો સારો રે ।। જનમારે દુઃખ જાણ્યું નથી, અહમિંદ્ર તણો અવતારો રે।। અનુ૦ ।। ૬ ।। માહરે આથી પોથી એ હતી, દીધી છે તુમચે હાથ રે ।। હવે જિમ જાણો તેમ જાણજો,વહાલી માહરી એ આથ રે।। અનુ૦ ।।૭।। સાંભળ સુત જો વ્રત આદર્યું, તો પાળજે નિરતિચાર રે ।।

દૂષણ મ લગાડીશ વ્રત ભણી, તું જેમ પામે ભવ પાર રે ॥ અનુ૦ ॥ ૮ ॥ ધન્ય ગુરૂ જેહનો એ શિષ્ય થયો, ધન્ય માત પિતા કુળ જાસ રે ॥ જેહને કુળ એ સુત ઉપન્યો, ઇમ બોલાવી જશ વાસ રે ॥ અનુ૦ ॥ ૯ ॥ એમ કહી ભદ્રા પાછી વળી, દુઃખણી વહુઅરો લેઇ સાથ રે ॥ જિનહર્ષ અલપ જળ માછલી, ઘેર આવી થઈ છે અનાથ રે ॥ અનુ૦ ॥૧૦॥

॥ દોહા. ॥

ઘેર આવી સાસુ વહુ, મન માન્યો ઉદાસ ॥ દીપક વિણ મંદિર કિશો, પિયુ વિણ સ્ત્રીની રાશ ॥૧॥ પિયુ વિણ પલક ન રહિ શકું, સેજ લગે મુજ ખાય ॥ પત્થર પડે ભુયંગકો, તળફ તળફ જીવ જાય ॥ ૨ ॥

---

## ॥ ઢાલ ૮ મી. ॥

( પ્રાહુણાની દેશી. )

સદગુરૂ જી હો કહુ તુમને કરજોડ, ચિર ચારિત્ર પળે નહી ॥ સદગુરૂ જી હો ॥ તપ

ક્રિયા નવિ થાય, કર્મ ખપે જેહથી સહી ॥
સ૦ ॥ ૧ ॥ ન૦ ॥ તુમચી અનુમતિ થાય,
તો હું અણુસણ આદરૂં ॥ સ૦ ॥ થોડા કાળ
મઝાર, કષ્ટ કરી શિવપદ વરૂં ॥ સ૦ ॥ ૨ ॥
મુનિ વરજી હો ॥ જેમ સુખ થાયે તુજ,
તેમ કરો દેવાણુપ્પિયા ॥ મુનિ૦ ॥ ગુરૂને
ચરણે લાગિ, સહુશું ખામણડાં કીયાં ॥ મુનિ૦
॥ ૩ ॥ મુનિ૦ ॥ આવ્યો જિહાં સમસાન,
બળે મૃતક વન્હિ ધગધગે ॥ મુનિ૦ ॥ બિ-
હામણો વિકરાળ, દેખંતાં મન ઊભગે ॥ મુનિ૦
॥ ૪ ॥ મુનિ૦ ॥ પિતૃવન ઇણે નામે, દીસે
યમવન સરિખો ॥ મુનિ૦ ॥ કાંટાળા તિહાં
રૂખ, કુર કંથેરી સારિખો ॥ મુનિ૦ ॥ ૫ ॥
મુનિ૦ ॥ આવ્યો તિણ વન માંહે, તિહાં આવી
અણુસણ કરયું ॥ મુનિ૦ ॥ કાંટે વિંધાણા
પાય, તતક્ષણ લોહીજ રહસ્યું ॥ મુનિ૦ ॥ ૬ ॥
મુનિ૦ ॥ પગ પીંડી પરનાળ, લોહી પાવસ
ઉન્નહ્યો ॥ મુનિ૦ ॥ સોભાગી સુકુમાળ, કઠણ

પરિસહ આદરચો ॥ મુનિ૦ ॥ ૭ ॥ મુનિ૦ ॥ શક્રસ્તવ તિણિવાર, કીધો અરિહંત સિદ્ધને ॥ મુનિ૦ ॥ ધર્માચારજ ધ્યાનજ ધરયું જિન-હર્ષ ભલે મને ॥ મુનિ૦ ॥ ૮ ॥

॥ દોહા. ॥

વંદન આવી ગોરડી, પ્રાતસમય ગુરૂ પાસ ॥ કરજોડી મુખથી વદે, નાહન દીસે તાસ॥૧॥ મુનિ કહે અનુમતિ લહી, કાઉસગ રહ્યો સ-મશાન ॥ મન ઈચ્છા ઘર પામિયો, પહોત્યો દેવ વિમાન ॥ ૨ ॥

---

॥ ઢાલ ૯ મી ॥

(ધોબીડા તું ધોજે મનનું ધોતીયું રે,એ દેશી.)

તિણ અવસર એક આવી જંબુકી રે, સાથે લેઈ પોતાનાં બાળ રે ॥ ભક્ષ કરવાને દશ દિશે ફિરેરે, અવળી સવળી દેતી ફાળ રે ॥ તિણ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ચરણ રૂધીરની આવી વાસનારે, બાળસહિત આવી વન માંહ રે ॥ પૂરવ વૈર સંભારી શોધતી રે,

ખાવા લાગી પગશું સાહિ રે ॥ તિણ૦ ॥૨॥
ચટ ચટ ચૂંટે દાંતે ચામડી રે, ગટ ગટ ખાયે
લોહી માંસ રે ॥ બટ બટ ચર્મતણાં બટકાં
ભરે રે, ત્રટ ત્રટ ત્રોડે નાહી નસ રે ॥ તિણ૦ ૩
॥ પ્રથમ પ્રહરે તે જંબુક જંબુકી રે, એક
ચરણનું ભક્ષણ કીધ રે॥ તો પણ તે વેદનાયે
કંપ્યો નહી રે, બીજે પ્રહરે બીજો પગ લીધ
રે ॥ તિણ૦ ॥ ૪ ॥ ખાયે પિંડી સાથળ ત્રો-
ડિને રે, પણ તે ન કરે તિલભર રવિ રે ॥
॥ કાયા માટી ભાંડ અશાશ્વતી રે,તૃપ્ત થાઓ
એહથી જીવ રે ॥ તિણ૦ ॥ ૫ ॥ ત્રીજે પ્રહરે
પેટ વિદારિયું રે, જાણે કર્મ વિદારયાં એ રે
॥ ચોથે પ્રહરે પ્રાણ તજી કરી રે, નલિની
ગુલ્મ લહ્યાં સુખ તેણ રે ॥ તિણ૦ ॥ ૬ ॥
સુર વંદીને તાસ શરીરનો રે, મહિમા કરે
અનેક પ્રકાર રે ॥ કહે જિનહર્ષ તેણે
અવસર મળી રે, વંદણ આવી સઘળી નાર
રે ॥ તિણ૦ ॥ ૭ ॥

॥ દોહા. ॥

ગોરિ સખિ ઝાખી થઈ, આવી નગરિ મઝાર ॥ મુખ કમળાણું માલતી, સાસુ દેખે તેણિવાર ॥ ૨ ॥ કુળમાં કોળાહળ થયો, મંદિર ખાવા ધાય ॥ તન ભોગી જોગી હુએ, કરમ કરે તે થાય ॥ ૨ ॥

---

## ॥ ઢાલ ૧૦ મા. ॥

( ભણે દેવકી કેણે ભોળવ્યા, એ દેશી. )

વાંદી પૂછે ગુરૂ ભણી, અમચો દીસે નહી ભરતાર ॥ પૂજ્ય જી ॥ કિહાં ગયો મુનિ તે કહો, ઉપયોગે કહે તેણીવાર ॥ કામિની ॥ વાંદી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ આવ્યા હતા પોહત્યા તિહાં, દુઃખ પામી મરણ સુણેય ॥ કામિની ॥ હા હા કરે ધરણી ઢળે, આંસુડાં છૂટયાં નયણેય ॥ કામિની ॥ વાંદી૦ ॥ ૨ ॥ હીયડું પીટે હાથશું, ઉપાડે શિરના કેશ ॥ કામિની ॥ વિલવે પિયુ વિણ પદમિણી, સસ-

નેહી પામે કલેશ ॥ કામિની ॥ વાંદી૦ ॥૩॥
એટલા દિનમાં દીલ હતી, વ્રતધારી હતો ભર-
તાર ॥ પૂજ્યજી ॥ એટલું હી સુખ અમતણું,
સાંરયું નહી કિરતાર ॥ પૂજ્યજી ॥ વાંદી૦॥૪॥
અમે મન માંહે જાણુતી, દેખશું દરિસણુ
નિત્ય ॥ પૂજ્યજી ॥ ચરણુ કમળ નિત્ય
વાંદશું, ચિંતવતી ઇણીપરે ચિત્ત ॥ પૂજ્યજી
॥ વાંદી૦ ॥ ૫ ॥ દૈવે દીધ રંડાપણું, હવે અમે
થયાં અનાથ ॥ પૂજ્યજી ॥ મનનાં દુઃખ કહિયે
કેહને, અમચા પડયા ભૂંઇ હાથ ॥ પૂજ્યજી ॥
વાંદી૦ ॥૬॥ શું કહિએ કરિએ કિશ્યું, અમને
હુઓ સંતાપ ॥ પૂજ્યજી ॥ દુઃખ કહીયે કેહ
ને હવે, અમચાં પૂરણુ પાપ ॥ પૂજ્યજી ॥
વાંદી૦ ॥ ૭ ॥ ઉભી પસ્તાવો કરે, નાંખતી
મુખ નિઃશ્વાસ ॥ કામિની ॥ કહે જિનહર્ષ
ઘરે ગઈ, બત્રિશે થઇ નિરાશ ॥ કામિની ॥
વાંદી ॥ ૮ ॥

॥ દોહા. ॥

ઇણિપરે ઝૂરે ગોરડી, તિમ ઝૂરે વ[illegible]
માય ॥ મોહતણી ગતિ વંકડી,જેહથી દુર્ગ[illegible]
થાય ॥ ૧ ॥ જિમ જિમ પિયુ ગુણ સાંભરે
તિમતિમ હૃદય મઝાર ॥ દુઃખ વિરહે સુ[illegible]
હોય કિહાં, નિઠુર થયો કિરતાર ॥ ૨ ॥

॥ ઢાલ ૧૧ મી. ॥

(દેખો ગતિ દૈવની રે,અથવા ગજરાજની દેશી.

દુઃખભર બત્રીશે રોવતી રે, ગદ ગ[illegible]
બોલે વચન ॥ પરલોકે પોહોત્યા સહી રે, સા[illegible]
તુમ પુત્ર રતન ॥ દેજો મુને મુજરો રે અ[illegible]
સાસુના જાયા, અરે નણદીના વિરા, અરે અ[illegible]
મૂલક હીરા, અરે મન મોહનગારા,અરે પ્રીત[illegible]
પ્યારા, દેજો મુને મુજરો રે ॥ ૧ ॥ એ આં[illegible]
કણી ॥ ભદ્રા સુણી દુઃખણી થઈ રે, પુ[illegible]
મરણની વાત ॥ ચાર પહોર દુઃખ નિર્ગમ[illegible]
રે, પહોતી તિણે વન પરભાત ॥ દેજોળારા

કંથેરી વન ઢુંઢતાં રે, પુત્ર કળેવર દીઠ ॥
નારી માય રોઇ પડી રે, નયણે જળ ધારા
નીઠ ॥ દેજો૦ ॥ ૩ ॥ હીયડા ફાટે કાં નહી
રે, જીવી કાંઇ કરેશ ॥ અંતરજામી વાલહો
રે, તે તો પોહોત્યો પરદેશ ॥ દેજો૦ ॥૪॥
હીયડા તું નિઠુર થયું રે, પહાણ જડયું કે
લોહ ॥ પ્રીટ પાપી ફાટયું નહી રે,વહાલા તણે
વિચ્છોહ ॥ દેજો૦ ॥ ૫ ॥ હીયડું હણું કટારિયે
રે, ભુંજું અંગારે દેહ ॥ સાંભળતાં ફાટયું
નહી રે, તો ખોટો તાહરો નેહ ॥ દેજો૦॥૬॥
ઇણી પરે ઝૂરે ગોરડી રે, તિમહી જ ઝૂરે
માય ॥ પિયુ પિયુ મુખથી કરી રહી રે,
બાપૈડા મુર જિમ જાય ॥ દેજો૦ ॥ ૭ ॥
દુઃખભર સાયર ઉલટયોરે,છાતીમાં ન સમાયા॥
પ્રેતકારજ સુતનું કિયું રે, જિનહર્ષ હિયે
અકળાય ॥ દેજો૦ ॥ ૮ ॥

॥ દોહા. ॥

વૈરાગ્યે મન વાળિયો, સમજાવે તે આપ ॥

હૈયે હટકયો હાથકર, હવે મત કરો વિલાપ ॥ ૧ ॥ એક નારી ઘર રાખિને, સાસુ સહિત પરિવાર ॥ ગુરૂનાં ચરણ નમી કરી, લીધો સંયમ ભાર રે ॥ ૨ ॥

॥ ઢાલ ૧૨ મી. ॥

(રાજકુમર બાઇ ભલો ભરતાર, અથવા મોરિ બહિની રે, એ દેશી. )

ક્ષિપ્રા તટે ઊભી રહે રે, માય ચિતા બળતી જોય ॥ આંસુ ભીનો કંચુઓ તિહાં, રહે નિચોય નિચોય ॥ મોરી વહુઅર, એ શું થયું રે અકાજ ॥ ગયો મુજ ઘરથી રાજ ॥ મોરી૦ ॥ હું દુઃખણી થઈ છું આજ મોરી૦ ॥૧॥ એ આંકણી ॥ એ ઘર મંદિર કેહનાં રે, કેહની એ ધનરાશિ ॥ પુત્ર વિના સૂનાં સહુ રે, કેહી જીવિત આશ ॥ મોરી૦ ॥ ૨॥ દીસે સહુ એ કારમાં રે, વિણસતાં કાંઈ ન વાર ॥ સંધ્યારાગ તણી પરે રે, કારમો સહુ પરિવાર

॥ મોરી૦ ॥ ૩ ॥ બાજી બાજીગર તણી રે, દીસતી જેમ અમૂલ્ય ॥ દિવસ ચારકા પેખણા રે, અંતે ધૂળકી ધૂળ ॥ મોરી૦ ॥ ૪ ॥ માત પિતા સુત કામિની રે, સંયોગે મળિયાં આય ॥ વાયે મળ્યાં જેમ વાદળાં રે, વાયે વિંખરી જાય ॥ મોરી ॥ ૫ ॥ સુપન માંહે જેમ રાંકડો રે, ધન પામી હુઓ શેઠ ॥ જાગી નિહાળે ઠીકરૂં રે, ભાંગ્યું માથા હેઠ ॥ મોરી૦ ॥ ૬ ॥ સ્વપ્ન જેમ અશાશ્વતાં રે, સહુ દેખાય છે એહ ॥ કહે જિનહર્ષ વૈરાગીયાં રે, સાસુ વહુઅર તેહ ॥ મોરી૦ ॥ ૭ ॥

## ॥ ઢાલ ૧૩ મી. ॥

( સુણ બહેની પીયુડો પરદેશી, એ દેશી. )

ભદ્રા ઘર આવી એમ ભાંખે, ગર્ભવતી ઘર રાખે રે ॥ અન્ય વધુ પહોતી ગુરૂ પાસે, વ્રત અમૃત રસ ચાખે રે ॥ ભદ્રા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ પંચ મહાવ્રત સૂધાં પાળે, દૂષણ

સઘળાં ટાળે રે ॥ દુક્કર તપ કરી કાયા ગાળે, કળિમળ પાપ પખાળે રે ॥ ભદ્રા૦ ॥ ૨ ॥ અંતકાળે સહુ અણુસણુ લેઇ, તજી ઔદ્દારિક દેહી રે ॥ દેવલોકનાં સુખ તે લેહી, ચારિત્રનાં ફળ એહી રે ॥ ભદ્રા૦ ॥ ૩ ॥ કેડે ગર્ભવતી સુત જોયો, દેવળ તેણે કરાયો રે ॥ પિતા મરણુને ઠામે સુહાયો, અચવંતી પાસ કહાયો રે ॥ ભદ્રા૦ ॥ ૪ ॥ પાસ જિણેસર પ્રતિમા થાપી, કુમતિ લતા જડ કાપા રે ॥ કીર્તિ તેહની ત્રિભુવન વ્યાપી, સૂરજ જેમ પ્રતાપી રે ॥ ભદ્રા૦ ॥ ૫ ॥ સંવત સત્તર એકતાળીશે શુકલ અષાઢ કહીશે રે ॥ વાર શનીશ્વર આઠમ દિવસે; કીધી સજઝાય જગીશે રે ॥ ભદ્રા૦ ॥ ૬ ॥ અચવંતી સુકુમાર મલાવે, મધુર સ્વરે ગુણુ ગાવે રે ॥ તે જિનહર્ષ દીપે વડહાવે, શાંતિહર્ષ સુખ પાવે રે ॥ ભદ્રા૦ ॥૭॥ ઇતિ ॥



# જાહેર ખબર.

અમારી તરફથી દેવસીરાઇ પ્રતિક્રમણની બુકો તેના સંપૂર્ણ વિધિ સાથે એટલે જ્યાં જ્યાં વિધિમાં સૂત્રો વિગેરે જોઇએ તે પ્રમાણે વગર ભણેલા પણ ક્રમ જોઇને પોતાની મેળે પ્રતિક્રમણ કરી શકે તેવી બુકો બહાર પાડવામાં આવી કિ. રૂ. ૦-૮-૦ જોઇએ તેને નીચેને શરનામે મંગાવી લેવી.

**શ્રીમાન્ મોહનલાલજી જૈન લાયબ્રેરી.**

ઠા. રીચીરોડ પુલ નીચે અમદાવાદ.



અમારી પાસેથી પૂંજા સંગ્રહ, દેવવંદન-માળા પંચપ્રતિક્રમણ દેવસીરાઇ, સામાયક સૂત્ર કર્મગ્રંથ ભાષ્યો રત્નાકર પચ્ચીસી-સ્તોત્ર સંગ્રહ, ચઉસરણ આઉર પચ્ચખાણ તથા દીવાલી સ્તવનો ભાષાંતર સહિત વિગેરે દરેક જાતના જૈન ધર્મના પુસ્તકો મળી શકશે. લખો.

માસ્તર ઉમેદચંદ રાયચંદ.

મુ. અમદાવાદ ઠા. પાંજરાપોળ.